# LINE UPON LINE.

## PART I.

## बोध पर बोध.

### भाग १ लो.



સુરતમધ્યે:

ગુજરાતની પુસ્તકપ્રસારક મંડળીને સારૂ
આઇરીશ મિશન છાપખાનામાં છાપ્યો.

BY W. RAYMOND.

---

ઈ. સ. ૧૮૭૭.

નંગ ૧૦૦૦

## સાંકળિયું.

# LINE UPON LINE.

# बोध पर बोध.

## પાઠ ૧.

### ઉત્પત્તિ.

(ઉત્પત્તિ અ: ૧.)

વહાલાં છોકરાંઓ,—મને માલમ છે, કે દેવે જગત બનાવ્યું, તે તો તમે સાંભળ્યું છે. કોઈ માણસ જગત બનાવી શકત? ના; આવું જગત માણસથી તો બનેજ નહિ.

પેટી અને ટોપલી જેવી કેટલીક ચીજો માણસ બનાવી શકેછે. જે માણસ પેટી બનાવી શકેછે, તેને તો કદાચ તમે જાણતા હશો. એમ ધારો કે તમે તેને એક છેક ખાલી ઓરડીમાં ગોંધો, અને પછી તેને એમ કહો, કે જ્યારે તમે એક પેટી બનાવી રહો ત્યારે બાહાર આવજો. તો શું તે માણસથી કદી પણ બાહાર અવાશે? ના, કોઈ દિવસ નહિ. જેની પેટી થાય તે ચીજ કોઈ માણસ પાસે હોય નહિ તો તેનાથી પેટી બનેજ નહિ. તેની પાસે કંઈ લાકડું, કલઈ, જાડો કાગળ અથવા કાંઈ બીજી જણસ હોવી જોઈએ. પણ જગત બનાવવાને દેવ પાસે કંઈ ન હતું. તેણે માત્ર કહ્યું અને તે થયું.

કોઈ પદાર્થ વગર એમને એમ કંઈ વસ્તુ બનાવવી તેને "ઉત્પન્ન કરવું" એમ કહેછે. દેવ શિવાય કોઈથી કંઈ ઉત્પન્ન થતું નથી.

દેવને ઉત્પન્નકર્ત્તા કહેછે તે તમે જાણો છો? તેનું કારણ એ છે કે તેણે સઘળી વસ્તુ ઉત્પન્ન કીધી. માત્ર એકજ ઉત્પન્નકર્ત્તા છે. દૂતોથી અને માણસથી કંઈ ચીજ ઉત્પન્ન થઈ શકતી નથી. તેઓ એક પાણીનું ટીપું કે ન્હાની માખી પણ ઉત્પન્ન કરી શકતા નથી.

તમે જાણોછો કે દેવને જગત ઉત્પન્ન કરવામાં છ દહાડા લાગ્યા. દરેક દિવસે તેણે શું શું કર્યું તે હવે તમને હું કહુંછું.

૧

પેહેલે દિવસે દેવે કહ્યું કે, "અજવાળું થા," એટલે અજવાળું થયું.

૨

બીજે દિવસે દેવે ફરીથી કહ્યું, એટલે ઘણે ઉંચે પાણી થયું. એ પાણીને વાદળ કરીને કહેછે. ઘણે નીચે પણ પાણી થયું. પાણી શિવાય બીજું કંઈ જણાતું ન હતું. દેવે દરેક ઠેકાણે હવા ભરી દીધી. પણ તમે જાણોછો કે હવા જોઈ શકાતી નથી.

૩

ત્રીજે દિવસે દેવે કહ્યું, એટલે પાણીની નીચેથી કોરડી જમીન દેખાઈ; અને દેવે એક ઉંડી જગા તૈયાર કરી, ને તેમાં તે પાણી વહી ગયું. દેવે કોરડી જમીનને પૃથ્વી કહી અને પાણીને દરિયો કહો. કોરડી જમીન ઉપર આપણે ચાલિએ છિયે. પણ આપણાથી દરિયા ઉપર ચલાતું નથી. દરિયામાં હમેશાં મોજા આવજા કર્યા કરેછે. પણ દેવે તેને નમતી જગામાં મૂકયો છે તેમાંથી તેનાથી કદી બહાર અવાતું નથી. દેવે કહ્યું એટલે પૃથ્વીમાંથી ચીજો ઉગી નિકળી. પૃથ્વીમાંથી કઈ કઈ ચીજો ઉગી નિકળી તે તમે મને કહી શકશો? ઘાસ, અનાજ, ઝાડો અને ફુલો.

૪

ચોથે દિવસે દેવે કહ્યું એટલે સૂરજ, ચંદ્ર અને તારાઓ થયા. દેવે સૂરજને દરરોજ સવારે આવવાને, અને સાંજે જતા રહેવાને ફરમાવ્યું. કારણ કે તે હમેશાં અજવાળું આપે એવી દેવની મરજી ન હતી. રાતે આપણે ઊંઘિયે છિયે ત્યારે અંધારૂં રહે તે ઘણું સારૂં. પણ દેવ ચંદ્ર અને તારાઓને રાત્રે અજવાળું આપવાની રજા આપેછે. તેથી આપણે જો રાતે બાહાર જઈએ તો આપણને થોડું અજવાળું મળેછે. આપણાથી ગણાય નહિ એટલા તારાઓ છે.

૫

પાંચમે દિવસે દેવે જીવતી વસ્તુઓ ઉત્પન્ન કરવા માંડી. તેણે કહ્યું એટલે પાણીમાં ઘણાંજ માછુલાં થયાં અને પક્ષીઓ હવામાં ઉડયાં અને ઝાડપર બેઠાં.

૬

છઠે દહાડે દેવે કહ્યું, એટલે પૃથ્વીમાંથી પશુઓ નિકળી આવ્યા; સિંહ, બેટાં, ગાયો, ઘોડાઓ અને સઘળી જાતના પશુઓ. તેમજ બધી જાતના પેટે ચાલનારા પ્રાણીઓ; જેવા કે, મધમાખીઓ, કીડીઓ અને કીડાઓ. એ પાછુલાં પૃથ્વી પર પેટ ઘસડીને ચાલેછે.

છેલ્લે દેવે એક માણસ ઉત્પન્ન કીધું. દેવે કહ્યું કે ચાલો આપણે એક માણસ આપણી પ્રતિમા પ્રમાણે એટલે આપણા જેવું ઉત્પન્ન કરીએ. દેવે એવું કોને કહ્યું? પોતાના પુત્ર પ્રભુ ઈસુ ખ્રિસ્તને. દેવે જગત ઉત્પન્ન કીધું ત્યારે તેનો પુત્ર તેની સાથે હતો. દેવે માણસનું શરીર માટીનું બનાવ્યું, અને તેના નસકોરામાં ફૂંક મારી. એથી માણસના શરીરમાં આત્મા થયો.

માટે તે દેવનો વિચાર કરી શકતો. પછી દેવે તે માણસના પાસામાંથી એક પાંસળી અને માંસ લઈને તેની એક બૈરી બનાવી. એ તો તમે આગળ સાંભળ્યું છે.

દેવે બીજા સઘળા પ્રાણીઓ આદમ અને હવાને સોંપ્યા; અને તેમને આશીર્વાદ દઈને અદન વાડીમાં રાખ્યા; અને આદમને કહ્યું કે તારે વાડીની સંભાળ રાખવી.

દેવે પોતાનાં બધાં કામ પુરાં કરી રહી જોયું તો તેઓ ઘણાં સારાં છે એવું દીઠું. ઉત્પન્ન કરેલી વસ્તુઓથી તે ઘણો ખુશી થયો. તેઓ ઘણી સુંદર હતી. અજવાળું ઘણું સારૂં હતું. હવા મીઠી હતી. પૃથ્વી આનંદકારી લાગતી હતી, અને તે પર બધી લીલોતરી ઉગી નીકળી હતી. સૂરજ અને ચંદ્ર આકાશમાં ખુબ ચળકતા હતા. પક્ષી, પશુ અને સઘળા જીવતા પ્રાણી સારા અને સુખી હતા. અને આદમ અને હવા સઘળા કરતાં સરસ હતાં; કેમકે તેઓ દેવને વિષે વિચાર કરી શકતાં અને તેના ગુણ ગાતાં.

૭

તમને માલમ છે કે એક અઠવાડીઆના સાત દિવસ છે. હવે સાતમે દિવસે દેવે કંઈ કીધું નહિ, પણ સઘળાં કામથી પરવારી રહ્યો. તેણે સાતમા દિવસને પોતાનો દિવસ કહ્યો, કારણ કે તે દિવસે તે પરવારી રહ્યો આ કારણથી લોકો સાતમે દિવસે આરામ લેછે અને તેને દેવનો દિવસ કહેછે. તે દિવસ વિશ્રામવાર છે, અને તે દહાડે દેવના ગુણ ગાવાના છે.

દેવે છ દહાડામાં જે પ્રાણી ઉત્પન્ન કીધાં, તેમાં આદમ અને હવા શિવાય કોઈ પોતાની જીભ વડે તેના ગુણ ગાઈ શકતું નથી.

આકાશમાં દૂતો દેવની સ્તુતિ કરેછે અને પૃથ્વી પર માણસો.

ન્હાનાં છોકરાંઓ, તમે કદી દેવના ગુણ ગાઓછો? તેના ગુણ ગાવાનાં ન્હાનાં ગીતો તો તમે શિખ્યા છો.

તમે દેવના ગુણ ગાઓ તે સાંભળવું તેને ગમેછે? હા, પણ તેના ગુણ ગાતાં ગાતાં તેના સંબંધી વિચાર તમે મનમાં લાવો ત્યારે.

દૂતો હમેશાં દેવના ગુણ ખરા દીલથી ગાયછે. અને આપણે પણ તે પ્રમાણે કરવું જોઈએ.

દેવે દરેક દિવસે જે જે વસ્તુ બનાવી, તે ચાલો આપણે ગણી જઈએ.

પેહેલે દિવસે, અજવાળું.

બીજે દિવસે, હવા અને વાદળાં.

ત્રીજે દિવસે, પૃથ્વી, દરિયો અને જે વસ્તુ ઉગી નિકળી છે તે.

ચોથે દિવસે, સૂરજ, ચંદ્ર અને તારાઓ.

પાંચમે દિવસે, માછલાં અને પક્ષીઓ.

છઠ્ઠે દિવસે, પશુ, પેટે ચાલનારા પ્રાણી, અને માણસ.

સાતમે, દિવસે કંઈ નહિ. દેવે જોયું કે સહુ કામ પૂરૂં થયું છે, માટે પરવારી રહ્યા.

---

## પાઠ ૨.

### આદમનું પાપ.

(ઉત્પત્તિ અ: ૩.)

તમને યાદ તો હશે કે દેવે આદમ અને હવાને એક સુંદર વાડીમાં રાખ્યાં હતાં. ત્યાં તેઓ ઘણા સુખમાં દહાડા કાઢતાં હતાં. તેઓ માંહોમાંહે ટંટો કરતા નહિ. તેઓ કદી માદાં પડયાં ન હતાં, અને કદી કંઈ દુઃખ પણ તેમને થયું ન હતું. આદમ સુંદર વાડીમાં કામ કરતો હતો; પણ થાક ચડે એટલી

બધી સકત મજુરી કરતો નહિ. તેનું કામ ઘણું ગમત ભરેલું હતું; કેમકે તે સુંદર વાડીમાં બહુ તાપ લાગતો ન હતો તેમ બહુ ટાઢ પણ ન હતી. અને કાંટા અને કંઈ નીંદણ પણ ઉગતું ન હતું.

તમને માલમ છે કે તે વાડીમાં એક ઝાડ હતું, તેનાં ફળ ખાવાની આદમને રજા ન હતી. તે ઝાડનું નામ "ભલું ભુંડું જાણવાનું ઝાડ" એવું હતું.

દેવે કહ્યું હતું કે જો આદમે એનાં ફળ ખાધાં તો તે મરશે. આદમ અને હવા વાડીમાંનાં બીજાં બધાં ઝાડનાં ફળ તેમની મરજી હોય તો ખાય.

ભલું ભુંડું જાણવાના ઝાડ શિવાય બીજાં જોઈએ એટલાં ઝાડનાં ફળ તેમને ખાવાનાં હતાં એવું શું તમે ધારતા નથી? દેવે કહ્યું હતું તેમ તે ઝાડનાં ફળ ખાવાની તેમની મરજી ન હતી. તેઓ દેવને ચાહાતાં હતાં. દેવ તેમની સાથે દોસ્તી દાવો રાખતો હતો, વાડીમાં તેમની સાથે ફરતો હરતો અને વાતચીત કરતો હતો. આદમ અને હવા પાપી કેમ થયાં તે હવે તમને હું કહુંછુશે.

તમે જાણો છો કે ઘણા દૂતો પાપી થયા. તેમાંના એકનું નામ શેતાન છે અને તે પાપી દૂતોનો રાજા છે. શેતાનને માલમ હતું કે આદમ ને હવા પાપી થાય તો તેઓ મરી જઈ નરકમાં જાય. શેતાન તેમનો દ્વેશ કરતો હતો અને તેની એવી મરજી હતી કે તેમને દુઃખી કરવાં. તેથી તેણે વિચાર કીધો કે જે ફળ ખાવાની દેવે તેમને ના કહી છે તે ફળ ખાવાને કોશીશ કરી તેમને હું સમજાવીશ. એવા ઇરાદાથી શેતાન સાપનું રૂપ લઈ વાડીમાં આવ્યો.

તેણે હવાને જોઈ. પોતે માયાળુ હોય એમ બતાવી તેને કહ્યું, કે પેલા ઝાડનાં ફળ તમે કેમ ખાતાં નથી ?

પણ તેણે જવાબ દીધો કે દેવે એ ફળ ખાવાની હમને ના કહી છે, અને વળી કહ્યું છે કે જો તમે ખાશો તો મરી જશો.

પણ સાપ બોલ્યો, કે ના, તમે મરશો નહિ, પણ એથી દેવના જેવાં ડાહ્યાં થશો.

તે બાયડી તો ખાતાં ડરતી હતી; પણ તેણે જોઈને ધાર્યું કે ફલ ખાવામાં સારૂં હશે ; વળી જોઈને ધાર્યું કે ઘણું સુંદર છે. અને તેણે મનમાં વિચાર્યું કે, મારે ડાહી થવું છે. તેથી તેણે તે ફળ તોડયાં અને કેટલાંક આદમને આપ્યાં.

તે ઘડીએ આદમ હવાને મહા દુઃખ ઉત્પન્ન થયું. ત્યાર પછી તેઓને સુખ ભોગવવાના દિવસ કંઈ રહ્યા નહિ. તેઓ પાપી થયાં. તેઓએ જાણ્યું કે આપણે ખોટું કીધું. દેવની તેમને દેહેશત લાગી. તેઓએ તરતજ વાડીમાં તેનો સાદ સાંભળ્યો. તેઓ જઈને ઝાડોના ઝુંડમાં સંતાઈ ગયાં. તેઓની મરજી થઈ કે આપણી પાસે પેહેરવાનું હોય તો સારૂં. માટે ઝાડનાં પાતરાં સીવીને પેહેરી લીધું

દેવે આદમને બોલાવીને કહ્યું કે તું ક્યાં છે ?

ત્યારે આદમે જવાબ દીધો કે હું નાગો હતો માટે મને બીહીક લાગી અને તેથી હું સંતાઈ ગયો.

ત્યારે દેવ બોલ્યો કે તને કોણે કહ્યું કે તું નાગો છે. તેં પેલા ઝાડનું ફળ ખાધું તો નથી ?

આદમે જવાબ દીધો કે મારી સાથે રહેવાને જે બૈરી તેં મને આપેલી છે તેણે મને એ ઝાડનાં ફળ આપ્યાં ને મેં ખાધાં.

દેવે તે બાયડીને કહ્યું કે આ તેં શું કીધું ?

તેણે જવાબ દીધો કે સાપે મને છેતરી તેથી મેં ખાધું.

દેવ તે બધાના ઉપર ગુસ્સે થયો, પણ બધા કરતાં વધારે સાપના ઉપર. દેવે તેને શ્રાપ દઈ કહ્યું કે તું જમીન ઉપર મો ઘસડીને ચાલશે અને માટી ખાશે.

પછી દેવે તે બાયડીને કહ્યું કે તું ઘણીવાર માંદી પડશે, આદમ તારો ધણી થશે અને તેનો હુકમ તારે માનવો પડશે.

પછી દેવે આદમને કહ્યું કે તું શાકત મજુરી કરશે અને ભોંય ખોદશે; કાંટાનાં ઝાડો ઉગશે. તારે ખાવાને રોટલી જોઈશે, પણ તને એટલી શાકત મેહેનત કરવી પડશે કે ઘણી વાર તારે કપાળેથી પરશેવાના રેલા ઉતરશે. તું ઘણા દુઃખમાં દાહાડા કાઢશે અને આખરે મરી જશે. તારૂં શરીર માટીનું બન્યું હતું તે પાછું માટીમાં મળી જશે.

આ કેવી ભારે સજા હતી! આદમ અને હવા એ સજા સાંભળી કેટલાં દલગીર થયાં હશે! પણ એટલાથીજ પત્યું એમ નહિ. તેમને પેલી સુંદર વાડીમાં રહેવાની હવે રજા ન હતી. દેવે તેમને વાડીમાંથી બાહાર કાઢી મૂક્યાં, અને પાછાં અંદર આવવા દીધાં નહિ, એવી પણ તેની મરજી હતી. તેથી તેણે એક દૂતને ફરમાવ્યું કે તારે ચળકતી તરવાર લઈને વાડી આગળ ઉભા રહેવું. તો પણ પશુના ચામડાનાં વસ્ત્ર આપી દેવે તેમને પોતાની દયા બતાવી. તેઓએ ઝાડનાં પાતરાંનું ઓઢવાનું બનાવવાની તજવીજ કીધી હતી પણ દેવે તેમને સારાં વસ્ત્ર આપ્યાં.

આદમ અને હવા મરી જાત ત્યારે તેમના આત્મા ક્યાં જાત એ વિષે તમે શું ધારોછો? શેતાનની પાસે. શેતાન એવી આશા રાખતો હતો. પણ આદમ, હવા અને તેમનાં છોકરાં-

ઓનો નરક કુંડમાંથી ઓદ્ધાર કરવા સારૂ દેવે પોતાના ધન્ય પુત્રને પૃથ્વીપર મોકલવાનો ઠરાવ કીધો હતો; અને ઇસ્રએ આવવાને વચન આપ્યું હતું.

આદમ અને હવાએ જાણ્યું કે કોઈ દિવસ એક છોકરો થશે, અને તે લોકોને નરકમાં જતાં બચાવશે. તેથી તેઓ વાડીની બાહાર ગયાં ત્યારે તેમના મનમાં કંઈ દીલાસો હતો.

આ બનાવ બન્યા પછી ઘણી મુદતે ઇસ્રૂ નાનું બાળક થઈ આ જગતમાં આવ્યો. તે આવીને આખરે વધસ્તંભ ઉપર મરણ પામ્યો.

વ્હાલાં છોકરાંઓ, બાપે પોતાના વ્હાલા પુત્રને આપણે વાસ્તે મરણ સેહવા મોકલ્યો એથી તેને આપણે ઘણો દયાળુ નહિ સમજવો શું? શું આપણે તેના પર ઘણો પ્રેમ રાખવો નહિ જોઈએ?

---

## પાઠ ૩.

### કાઇન અને હાબેલ.

(ઉત્પત્તિ અ: ૪.)

આદમ અને હવાને વાડીની બાહાર કાઢી મૂકયા પછી તેમને બે છોકરા થયા હતા. તેમનાં નામ કાઇન અને હાબેલ હતાં.

કાઇન શેતાન જેવો પાપી હતો. પણ હાબેલ ભલો હતો; જો પણ તેનું મન પાપી હતું તો પણ દેવે તેમાં પોતાનો પવિત્ર આત્મા મૂકયો હતો તેથી તે દેવને ચાહાતો હતો. હાબેલ પોતાના પાપને માટે દલગીર હતો અને દેવ પાસે માફી માગ્યા કરતો. દેવે તેને માફી આપી હતી.

કાઇન અને હાબેલને પોતાના બાપ આદમની માફક સકત મજુરી કરવી પડતી હતી. કાઇન જમીન ખેડી ઝાડો રોપતો

અને કાપણી કરતો. હાબેલ ઘેટાંની સંભાળ રાખતો; તે ઘેટાંપાલક એટલે ભરવાડ હતો.

કાઈન અને હાબેલ દેવની સાથે કેવી રીતે ચાલ્યા તે હવે હું તમને કહુંછું.

દેવ જેમ વાડીમાં લોકો સાથે ફરતો હતો અને વાતચીત કરતો હતો તેમ હવે તે કરતો નહિ. પણ તે કેટલીક વખત બોલતો અને લોકોને પોતાની પ્રાર્થના કરવાની રજા આપતો. તમે જાણોછો કે ઈસુએ આદમ અને તેનાં છોકરાંઓને માટે મરવાનું વચન આપ્યું હતું, અને એટલાજ કારણથી દેવ તેમના પર દયા રાખતો હતો.

ઈસુએ તેમને માટે મરવાનું વચન આપ્યું હતું એ વાત તેઓ હમેશાં યાદ રાખે એવી દેવની મરજી હતી; તેથી એ વાત શી રીતે યાદ રાખવી તે દેવે તેમને શિખવ્યું હતું. એટલે—

દેવે તેમને કહ્યું હતું કે એક પથ્થરનો ઢગલો કરી (એ ઢગલાને કુંડ કે વેદી કરીને કહેછે) તે પર લાકડાં મુકવાં; પછી એક મેંઢાનાં અથવા બકરીનાં બચ્ચાંને લઈ દોરડાવતી અગ્નિકુંડ જોડે બાંધવું અને એક છુરી લઈ તેને કાપી વેદી પર બાળવું. આવી રીતે કરવું એને "હોમ કરવો" એમ કહેછે.

લોકોએ એ પ્રમાણે કીધું ત્યારે દેવે તેમને કહ્યું કે તમારા પાપને માટે મારા પુત્રને એક દિવસ કેવી રીતે મરવા દઉં તેનો વિચાર કરો. ઈસુને વધસ્તંભે ખીલા મારી જડી લીધેલો ત્યારે તે અગ્નિકુંડે બાંધેલાં મેંઢાનાં બચ્ચાં જેવો હતો.

હાબેલે મેંઢાનાં બચ્ચાં આણી દેવને અર્પણ કર્યાં. અને તેણે દેવનું વચન મનમાં રાખ્યું તેથી દેવ તેના પર તેના બળીદાનથી ખુશ થયા. પણ કાઈને દેવનો હુકમ ન માની

મેંઢાનાં બચ્ચાંને બદલે કેટલાંક ફળ આણ્યાં. તેથી દેવ તેના પર ગુસ્સે થયા અને તેનું બળીદાન તેને ગમ્યું નહિ.

આથી કાઈનને ઘણો ગુસ્સો ચડચો અને હાબેલને તે દ્વેશ કરવા લાગ્યો; કારણકે તે ભલો હતો અને દેવનું તેના પર ઘણુંજ હેત હતું. કાઈન હાબેલની અદેખાઈ કરતો હતો.

પછી દેવે કાઈનને કહ્યું કે તું શા માટે ગુસ્સે છે? જો તું મને ચાહાશે અને મારી સેવા કરશે તો હું તારા પર ખુશ થઈશ. નહિ તો તને સજા થશે.

હજુ કાઈન પાપી કામ કરતો રહ્યો. તેણે છેલ્લે શું કીધું તે હવે સાંભળો—એક દિવસ ખેતરમાં તે હાબેલ સાથે વાત કરતો હતો, એવામાં ઊઠીને તેણે હાબેલને મારી નાખ્યો.

હાબેલના લોહીના જમીન ઉપર રેલા ચાલ્યા. બધા કરતાં પેહેલો હાબેલ મરી ગયો. કાઈન હાબેલનો ભાઈ હતો તો પણ તે પેહેલાં-થીજ હાબેલનો દ્વેશ કરતો હતો અને અંતે તેને મારી નાખ્યો.

તરતજ કાઈને સાંભળ્યું કે દેવ મને બોલાવેછે. દેવે તેને પૂછ્યું કે તારો ભાઈ હાબેલ ક્યાં છે?

પાપી કાઈને જવાબ દીધો કે હું તે જાણતો નથી. હું શું મારા ભાઈનો રખેવાળ છું?

પણ દેવે કહ્યું કે મેં તારા ભાઈનું લોહી ભોંય ઉપર જેયું છે; અને હું તને શ્રાપ દઉંછું. તું તારા માબાપને છોડી ઘણે દૂર જશે.

ત્યારે કાઈને દેવને કહ્યું કે મારી સજા મારાથી ખમાય નહિ એટલી છે. અરે મને કોઈ મારી નાખશે.

દેવ બોલ્યો કે તને કોઈ મારી નાખવાનું નથી, પણ તારે ઘણે દૂર જવું પડશે.

તેથી કાઈન ઘણે દૂર જઈને રહ્યો, અને પોતાને અને પોતાનાં છોકરાંઓને માટે ઘરો બાંધ્યાં. તેઓએ પાપ કરતાં દાહાડા કાઢયા. તેઓ શેતાનનાં લોક હતાં અને દેવની કંઈ દરકાર રાખતાં નહિ.

એ પ્રમાણે આદમ અને હવાએ એકે દિવસે પોતાના બન્ને છોકરા ખોયા; કેમકે કાઈન ઘણે દૂર જઈને રહ્યો અને હાબેલ મરણ પામ્યો. વ્હાલા હાબેલને દાટતી વખતે તેઓ કેટલાં રડયાં હશે! પણ કાઈન આટલો બધો પાપી હતો એ જાણીને તેઓ એથી પણ વધારે રડયાં હશે.

શેતાનના કહેવાથી તેઓએ પેલાં ફળ કેમ ખાધાં? તેઓએ તે ફળ ખાધાં ન હોત તો તેઓ દુઃખી થાત નહિ, કાઈન પાપી ન થાત, અને હાબેલ મરત નહિ. પણ દેવને આદમ તથા હવાના ઉપર દયા આવ્યાથી તેઓને એક બીજો છોકરો આપ્યો. દેવના આત્માથી તે સારા ગુણનો થયો હતો. તેનું નામ શેથ હતું.

શેથનાં છોકરાં દેવની બીક રાખતાં હતાં. દેવનું તેમના પર હેત હતું અને તે તેમને પોતાનાં છોકરાં ગણતો હતો.

---

## પાઠ ૪.

### જળ પ્રળય.

(ઉત્પત્તિ અ: ૬.—૯.)

કાઈનને ઘણાં છોકરાં હતાં. શેથને પણ ઘણાં હતાં.

આખરે આદમ અને હવા મરી ગયાં. કાઈન મરી ગયો, અને શેથ પણ મરણ પામ્યો. તો પણ હજુ જગતમાં ઘણા લોકો રહ્યા હતા. તે લોકો ભલા હતા કે પાપી હતા?

પેહેલાં તો કેટલાક ભલા હતા, પણ આખરે તેઓ બધા

પાપી થઈ ગયા. ફક્ત એક માણસ ભલો હતો. તેનું નામ નુહ હતું. દેવનો આત્મા તેના હૃદયમાં હતો અને તે દેવને ચાહાતો હતો.

દેવ પાપી માણસ પર ઘણો ગુસ્સે હતો અને તેઓને સજા કરવાનો તેણે ઠરાવ કર્યો હતો.

દેવે નુહને કહ્યું કે હું એટલો બધો વરસાદ લાવીશ કે બધા લોકો બુડી મરશે, ફક્ત તું અને તારાં બૈરાં છોકરાં બચશે. પછી દેવે નુહને એક વાહાણ બાંધવાનું કહ્યું. નુહે એક ઘણું મોટું વાહાણ તૈયાર કીધું અને બધા પાપી લોકો બુડીમરે ત્યારે તે પાણીપર તરે એવું હતું.

નુહે તે વાહાણ લાકડાનું બનાવ્યું હતું. તેણે ઘણાં ઝાડો કાપી તેનાં પાટીઆંપાડી તેમને સાથે બાંધી લીધાં હતાં. વાહાણમાં તેણે એક બારણું મૂક્યું હતું અને મથાળે એક નાની બારી રાખી હતી.

નુહે લોકોને કહ્યું કે દેવ જગત બુરાડી દેવાનો છે, અને તેમને સલાહ આપી કે તમારૂં પાપીપણું છોડી દો.

પણ તેઓએ તે પર કંઈ ધ્યાન આપ્યું નહિં. હજુ તેઓ ખાઈ પીને મઝા કર્યા કરતા હતા. પણ દેવને સંભારતા નહિ કે તેને ખુશ કરવાની કોશિશ પણ કરતા નહિ.

દેવની કંઈ એવી મરજી ન હતી કે બધા પશુ પક્ષી અને જીવજંતુ બુડી જાય. તેથી તેણે નુહને કહ્યું કે દરેક જાતનાં થોડાં થોડાં પશુ પક્ષી અને જીવજંતુ લઈને વાહાણમાં રાખવાં. એ બધા પ્રાણીઓ વાહાણમાં સારી રીતે રહે એમ દેવે ગોઠવણ કરી હતી. નુહે તેમને માટે વાહાણમાં અનાજ, ફળ અને ઘાસ ભરી રાખ્યું હતું.

એ પ્રમાણે નુહે કેટલીક જાતનાં પક્ષી લીધાં હતાં; જેવાં કે કબુતર, કાગડા, ગરૂડ પક્ષી, ચલીઆં, ચંગેળ, બુલબુલ અને

બીજાં ઘણાં. તેઓ બારી તરફ ઉડતાં આવ્યાં. નુહે દરેક જાતના પશુ પણ સાથે લીધા; જેવાં કે ઘેટાં, ઘોડા, કુતરા. દરેક જાતના જીવજંતુ પણ તેણે સાથે રાખ્યા; જેવાં કે પતંગીઆ, કીડીઓ, અને મધમાખીઓ.

એ બધાં વાહાણમાં દાખલ થયાં. કેમકે દેવે તેમને અસીલ અને હુકમ માને એવાં કર્યાં હતાં. પછી નુહ જાતે, પોતાની બૈરી, ત્રણ છોકરા તથા તેઓની વહુને લઈને વાહાણમાં ગયો. વાહાણમાં કેટલાં માણસ હતાં? આઠ માણસ. પણ નુહે બારણું બંધ કર્યું નહિ. દેવે બારણું બંધ કર્યું, એટલે નુહે જાણ્યું કે હવે તે ફરમાવે ત્યાં સુધી બારણું ઉઘાડવું નહિ.

પછી વરસાદ પડવા લાગ્યો, અને રાત ને દહાડો વરસ્યા કર્યું. એ વખતે પાપી માણસોને કેવું લાગ્યું હશે! તેઓના મનમાં હવે કેવું આવ્યું હશે કે આપણે નુહનું કહ્યું માન્યું હોત તો સારૂં. તેઓ ઝાડપર ચડ્યા પણ પાણી તરત છેક ટોચ સુધી જઈ પોંચ્યું; તેઓ વાદળ જેટલા ઉંચા પાહાડ પર ચડ્યા પણ પાણી તેટલે ઉંચે પણ ગયું; કેમકે વરસાદ ચાલીસ દહાડા અને ચાલીસ રાત વરસ્યો. વાહાણમાં હતા તે શિવાય પશુ, પક્ષી, માણસ, છોકરાં છૈયાં બધાં મરી ગયાં.

આખરે પાણી શિવાય કંઈ દેખાતું ન હતું, અને વાહાણ પાણી ઉપર તર્યા કરતું હતું. વાહાણમાં નુહ કેટલા દિવસ રહ્યો? આસરે એક આખું વરસ.

વરસાદ રહી ગયા પછી ઘણી મુદ્દતે નુહને મરજી થઈ કે પાણી સૂકાઈ ગયું કે નહિ તે જાણવું જોઈએ. તે પક્ષી પાસે જઈને તેમાંથી એક કાગડો લાવ્યો અને તેને બારીની બાહાર ઉરાડ્યો.

કાગડો તો જંગલી પક્ષી છે. તેને વાહાણમાં રહેવું ગમતું

ન હતું. પાણી શિવાય ઝાડબીડ વગેરે કંઈ બીજું નજરે પડતું ન હતું, તો પણ તે પાછો નુહ પાસે ગયો નહિ, પણ પાણી ઉપર રાત દહાડો ઉડયા કીધું.

નુહે જોયું કે કાગડો પાછો નહિ આવ્યો ત્યારે ફરીથી તે પક્ષીઓ પાસે ગયો અને એક બબુતર લાવ્યો. બબુતર ઘણું અસીલ હોયછે. નુહે તેને બારીની બાહાર મૂકયું અને તેની નજરે પાણી શિવાય બીજું કંઈ પડયું નહિ ત્યારે તે પાછું વાહાણ પર આવ્યું. તે પાછું આવ્યું ને બારી આગળ અટકી રહ્યું, તે નુહે જાણ્યું ત્યારે તેણે પોતાનો હાથ બાહાર કાઢી તેને અંદર ખેંચી લીધું.

સાત દહાડા પછી નુહે પાછું બબુતરને બાહાર મોકલ્યું અને એ વખતે તેણે કેટલાંક ઝાડો જોયાં. તો પણ તે ત્યાં રહ્યું નહિ, પણ ચાંચે વતી એક પાતરૂં તોડી લઈને નુહ પાસે પાછું આવ્યું. આ ન્હાનું બબુતર નુહને ઘણું વ્હાલું લાગ્યું હશે.

વળી સાત દહાડા રાહ જોઈ નુહે બબુતરને પાછું બાહાર મોકલ્યું. અને એ વખતે તે પાછું આવ્યું નહિ. એ પરથી નુહે જાણ્યું કે જમીન સૂકાઈ ગઈ છે, તો પણ દેવે તેને બાહાર જવાનું કહ્યું ત્યાં સુધી તે તો વાહાણમાંજ રહ્યો.

આખરે દેવે તેને કહ્યું કે તું, તારી વહુ, તારા ત્રણ છોકરા, તેમની વહુઓ, પક્ષીઓ, પશુઓ, અને બધાં પેટે ચાલનારા પ્રાણીઓ વાહાણની બાહાર નીકળો.

બારણું ઉઘડયું ત્યારે પશુ બાહાર આવ્યા. એ વખતે ગેટાંને નરમ ઘાસ ઉપર પાછાં સુવાથી અને બકરાંને ઊંચી ટેકરી પર ચઢવાથી કેટલો આનંદ થયો હશે!

બારી ઉઘડી ત્યારે પક્ષીઓ ઉડી ગયાં. ઝાડ ઉપર પાછાં જઈ

બેસવાથી તેઓ કેવાં ખુશ થયાં હશે! નુહે લીલી ટેકરીઓ અને લીલાં ખેતરો પાછાં જોયાં. પણ બધાં પાપી માણસો ક્યાં ગયાં હતાં? તેઓનાં મ્હોડાં તો તેણે ફરી દીઠાં નહિ.

નુહને દેવે બુડતો બચાવ્યો તેથી તેનો મહિમા યાદ રહે તેને માટે નુહે પથ્થરની એક વેદી બનાવી. પછી કેટલાક પશુ પક્ષીનો હોમ કીધો. એ હોમથી દેવ પ્રસન્ન થયો.

પછી દેવે મેહેરબાની કરી નુહને એક વચન આપ્યું. તેણે કહ્યું કે હવે હું ફરીથી જગતને બુરાડી દઈશ નહિ. જ્યારે વરસાદ આવે ત્યારે એમ નહિ ધારવું કે એવી રેલ આવશે. વરસાદની વેળાએ આકાશ તરફ જોવું એટલે એક કમાન તમારી નજરે પડશે. તે નિશાણી પરથી જાણવું કે મારૂં વચન મને યાદ છે.

વાહાલાં છોકરાં, તમે વરસાદના દિવસમાં કમાન જોઈ છે? તેને મેઘધનુષ્ય કહેછે. તે કેવડું મ્હોટું હોયછે! તેનો રંગ કેવો સુંદર હોયછે! એથી આપણે સંભારવું કે આપણા પર દેવ દયા આણેછે ને આપેલું વચન તેને યાદ આવેછે કે "હવે રેલથી જગત બુરાડી દઈશ નહિ."

આવું દયા ભરેલું વચન દેવે કેમ આપ્યું તે તમને માલમ છે? તેનું કારણ એવું હતું કે લોકનાં પાપને માટે કોઈ દહાડો પ્રભુ ઈસુ મરણ પામશે.

આખરે ઈસુ જગતમાં આવી મરણ પામ્યો; કોઈ દહાડો તે પાછો આવીને જગતને બાળી મૂકશે. મને આશા છે કે જેમ નુહ બચી ગયો તેમ આપણે પણ ત્યારે બચીશું. પણ દેવને એવું માલમ પડશે, કે આપણે ફકત ખાવાપીવાની ને રમવાનીજ ફિકર રાખિયે છિયે અને તેને પ્રસન્ન કરવાને કંઈ કરતા નથી તો આપણને બાળી નાખશે.

## પાઠ ૫.

### ઈબ્રામ : જેને દેશાનું વચન મળેલું.

(ઉત્પત્તિ અ: ૧૨. ૧—૯.)

નુહના છોકરાઓને ઘણાં છોકરાં થયાં હતાં, અને તેમને પણ ઘણાં છોકરાં થયાં. એ પ્રમાણે જગતમાં ઘણાં માણસો થઈ ગયાં. તે લોકો ભલા હતા કે પાપી? તેઓ પાપી હતા. તેઓએ એક ઘણું પાપનું કામ કીધું. તેઓએ ઝાડો કાપી નાખી તેના લાકડાની પુતળી કરી ન્હાની ન્હાની મૂર્ત્તિઓ બનાવી. પછી તેઓને ઉંચે બેસાડી તેમને પગે લાગ્યા અને તેમની પ્રાર્થના કરવા માંડીને કહ્યું કે એ મૂર્ત્તિઓ અમારા દેવ છે; તેઓએ અમોને બનાવ્યા અને અમોને ખાવાને ખોરાક આપ્યો.

જગતના ઘણા લોકો ખરા દેવને મૂકીને મૂર્ત્તિઓની પૂજા કરેછે. તેઓ મૂર્ત્તિઓ કોઈ વાર લાકડાની, કોઈ વાર પથ્થરની, અથવા સોના રૂપાની બનાવેછે.

મારાં વાહાલાં છોકરાંઓ, તમને તમારી માએ મૂર્ત્તિને ભજવાનું શીખવ્યું નથી તેથી હું કેટલો ખુશ છું! તમને પેહેલ વેહેલું બોલતાં આવડયું ત્યારે તેઓએ તમને ખરા દેવની વાતો કહી અને તેને ભજવાનું શીખવ્યું.

દેવે સ્વર્ગમાંથી નીચે જોયું તો તેણે મૂર્ત્તિ પૂજતાં લોકોને દીઠા. તેથી દેવને ગુસ્સો આવ્યો. પણ તેણે બધાઓને મારી નાખ્યા નહિ; કેમકે ઈસુએ કહ્યું હતું કે માણસોનાં પાપને માટે હું મારો જીવ આપીશ.

પછી દેવે કહ્યું, કે હું એક માણસ પસંદ કરીશ, અને તે મને ચાહે અને મારો સેવક થાય એવું હું તેને શીખવીશ. હવે ઈબ્રામ નામનો એક માણસ હતો. તેનો બાપ અને તેના

સગાં વાહાલાં મૂર્ત્તિની પૂજા કરતાં. દેવે ઈબ્રામને કહ્યું, કે તારૂં ઘર અને તારાં સગાં વાહાલાંઓને છોડી હું તને બતાવું તે દેશમાં જા. હું તને આશીર્વાદ દઈશ અને તારી સંભાળ રાખીશ.

દેવ ક્યાં જવાનું કહેશે તે ઈબ્રામને માલમ ન હતું. તોપણ દેવે તેને જવાનું કહ્યું તેથી તે નિકળ્યો. ઈબ્રામ દરેક હુકમ માને એવો હતો.

ઈબ્રામને એક વહુ હતી. તેનું નામ સારાઈ હતું. ઈબ્રામને તે ઘણી વાહાલી હતી તેથી તે પણ ઈબ્રામ જોડે ગઈ. ઈબ્રામે કેટલાંક ઘેટાં, ગાયો, અને ગધેડાં પોતાની સાથે લઈ લીધાં. તેણે કેટલાક ચાકરો પણ સાથે રાખ્યા. તેઓ ઢોરને હાંકતા અને તેમની ચાકરી કરતા.

પણ ઈબ્રામ રાતે ક્યાં સુએ? ત્યાં ખેતર અને ઝાડ શિવાય કંઈ ઘર નજરે પડતાં ન હતાં. તે લાંબી લાકડીઓનો તંબુ બનાવી તે પર જનાવરનાં ચામડાં ઢાંકતો અને તેમાં સૂતો.

ઈબ્રામે તંબુ એક જગાથી બીજી જગાએ લઈ જવાય એવો કર્યો હતો; કારણ કે તેને ઘણા ગાઉ સુધી ઉંચા ઉંચા ડુંગરો અને મ્હોટી મ્હોટી નદીઓ પર ચાલવાનું હતું. તે ચાલતાં ચાલતાં આખરે એક સુંદર દેશમાં આવી પહોંચ્યો. તે દેશમાં ઝાડ, ફુલ, ઘાસ, અને અનાજ પુષ્કળ હતું. દેવે ઈબ્રામને રેહેવાને માટે જે જગો પસંદ કરેલી તે એજ હતી. એ દેશનું નામ કનાન હતું.

ઈબ્રામ અહીં પણ તંબુમાં રહેતો. તે કોઈ વખત પથ્થરની વેદી બનાવતો અને તેમાં દેવને પશુનો જગન આપતો. તે કદી મૂર્ત્તિપૂજા કરતો નહિ; પણ કનાનના સઘળા લોકો મૂર્ત્તિની પૂજા કરતા હતા.

દેવે ઈબ્રામને ઘણીવાર કહ્યું હતું કે, હું તને આશીર્વાદ દઈશ, તારી સંભાળ રાખીશ અને તને કોઈ કંઈ ઈજા કરશે નહિ. દેવના હુકમથી ઈબ્રામે પોતાનું ઘરબાર છોડી દીધું તેથી દેવ ઘણો ખુશ થયો હતો; અને તે કહેતો કે એ મારો મિત્ર છે.

વાહાલાં છોકરાં, આશા છે કે તમે ઈબ્રામ જેવાં થશો અને દેવ જે બાઈબલમાં કહ્યું છે તે પર ધ્યાન આપશો. દેવે તમને તમારૂં ઘરબાર છોડી દેવાનું કહ્યું નથી; પણ એવું કહ્યું છે કે તમારે ભલા અને નરમ સ્વભાવના થવું, સાચું બોલવું, અને તેના પર પ્રેમ રાખવો. તમને સ્વર્ગમાં લઈ જવાનું તેણે વચન આપેલું છે. તમે દેવનો હુકમ માનશો તો તે તમને પોતાના મિત્ર કહીને બોલાવશે. દેવના મિત્ર થવું એ કેવી સારી વાત છે!

## પાઠ ૬.

### ઈબ્રામ: દેવે તેને આપવાનો કહેલો પુત્ર.

(ઉત્પત્તિ અ: ૧૫.; ૧૮. ૧—૨૨; ૨૧. ૧—૮.)

ઈબ્રામ અને સારાઈ કનાનમાં તંબુમાં રહેતાં હતાં. તેમને કંઈ છોકરૂં ન હતું. ઈબ્રામ અને સારાઈ ઘણાં ઘરડાં હતાં. તે બંને તમારા દાદા અને ઘરડી માના કરતાં ઘણાં ઘરડાં હતાં. ઈબ્રામ લગભગ સો વરસનો હતો અને સારાઈ નેવું વરસની હતી.

એક દહાડો રાતે દેવે ઈબ્રામને કહ્યું, કે તંબુની બાહાર આવી આકાશ તરફ જો. તને શું દેખાય છે?

આકાશમાં ગણાય નહિ એટલા તારા હતા. દેવે તેને કહ્યું કે તારાં છોકરાંને ઘેર છોકરાં થશે અને તેઓને પણ ઘણાં છોકરાં થશે. એમ કરતાં કરતાં આકાશમાંના તારા જેવાં અગણિત થશે. તેઓ કનાનમાં રહેશે, અને પાપી લોકો તે દેશમાંથી કાઢી મૂકવામાં આવશે.

હવે ઈબ્રામને એક પણ ન્હાનું છોકરૂં ન હતું; તોપણ તેણે માન્યું કે દેવે કહ્યું છે તે પ્રમાણે તે કરશે. દેવનું કેહેલું બધું ઈબ્રામે માન્યું કે તે ખરૂં છે; કેમકે દેવ હમેશાં સાચું બોલેછે અને પોતાનો બોલ પાળેછે.

એક દિવસ ઈબ્રામ પોતાના તંબુમાં બેઠો હતો. તે વખતે સવારના બાર વાગ્યા હતા અને તાપ ઘણો પડતો હતો. પણ તંબુ એક ઝાડ નીચે હતો. ઈબ્રામે ઉંચે જોયું તો તેણે ત્રણ માણસને થોડે છેટે જોયા. તેમને મળવાને તે દોડયો. તેમને પગે લાગ્યો અને તેઓમાંના એક જણને કહ્યું કે, હે પ્રભુ, જરા આવીને આરામ તો લો, કે હું થોડું પાણી લાવી આપના પગ ધોઉં અને પછી થોડી રોટલી લાવું, તે ખાઈને તમે તમારે રસ્તે જાઓ. તે બોલ્યો કે ઠીક છે; હમે જરા આરામ લઈશું.

એ માણસો કોણ હતા તે તમે જાણોછો? તેઓ માણસના જેવા દેખાતા હતા પણ તે તો દૂત હતા. તેઓ ઈબ્રામના ઉપર દેવનો સંદેશો લઈને સ્વર્ગમાંથી આવ્યા હતા. કેમકે તમે જાણોછો કે માણસોને કંઈ કેહેણ કેહેવડાવવી હોય ત્યારે દેવ પોતાના દૂતોને મોકલેછે. દૂતો આપણાથી દેખાતા નથી તોપણ તે તો હમેશાં આપણી પાસેજ રહેછે.

દૂતો તંબુની બાહાર ઝાડની છાયા નીચે બેઠા. સારાઈ અંદર હતી. ઈબ્રામે સારાઈને કહ્યું કે થોડોક લોટ લઈ જલદીથી તેની રોટલી બનાવ. એમ કહી તે પોતાનાં ઢોર તરફ દોડયો, અને તેમાંથી એક જાડો વાછરડો લઈ પોતાના ચાકરને કહ્યું કે આને કાપી જલદી રાંધો.

એ તૈયાર થયું ત્યારે ઈબ્રામે થોડુંક માખણ, દૂધ, રોટલીઓ અને ભુંજેલું માંસ એટલું આણ્યું, અને ઝાડ નીચે ભાણાં

પીરસ્યાં. પેલા ત્રણ માણસોએ જમવા માડ્યું, અને ઈબ્રામ તેમની પાસે ઊભો રહ્યો.

જમતાં જમતાં તેઓએ ઈબ્રામને પૂછ્યું કે તારી વહુ સારાઈ ક્યાં છે. ઈબ્રામે જવાબ આપ્યો કે તે તંબુમાં છે. ત્યારે પેલા ત્રણમાંનો એક બોલ્યો કે સારાઈને એક છોકરો થશે.

સારાઈએ દૂતનું કહેવું સાંભળ્યું તો ખરું, પણ તેણે માન્યું નહિ કે મને ખરેખરૂં છોકરૂં થશે, કેમકે તે વખતે તે ઘણી ઘરડી થઈ ગઈ હતી; તેથી તે મનમાં હસી.

દૂતે પૂછ્યું કે સારાઈ કેમ હસી? ખરેખર તને એક છોકરો થશે. ત્યારે ડર લાગ્યાથી સારાઈ બોલી કે હું હસી નથી. પણ દૂતે કહ્યું કે, તું હસી છે.

પછી તે માણસો ઊભા થયા અને આગળ ચાલ્યા. ઈબ્રામ તેમની સાથે થોડે સુધી ગયો અને પાછો તંબુમાં આવ્યો.

શું તમને એવું લાગેછે, કે દેવને પોતાનું વચન યાદ ન હતું? બીજેજ વરસે સારાઈને એક છોકરો થયો. તેનું નામ ઈસહાક હતું. તે સારો છોકરો હતો, અને તેના પર દેવનું હેત હતું. ઈબ્રામ અને સારાઈ પોતાના ન્હાના છોકરાથી ઘણાં રાજી હતાં.

એ ઉપરથી તમને માલમ પડશે કે, દેવે પોતાનું વચન પાળ્યું. તેણે કહ્યું હતું, કે ઈબ્રામને અને સારાઈને એક ન્હાનો છોકરો થશે, અને તે પ્રમાણે તેણે તેમને એક છોકરો આપ્યો. ઈબ્રામે દેવનું વચન માન્યું તે ખરૂં હતું, અને દેવનું કહ્યું ઈબ્રામે માન્યું તેથી દેવ પણ તેના પર પ્રસન્ન હતો. સારાઈએ તો પેહેલ વહેલું નહિ માન્યું, પણ પાછળથી માન્યું હતું; અને તેના પર પણ દેવ પ્રસન્ન થયો.

ન્હાનાં છોકરાં, દેવ જે જે કહે તે બધું તમારે માનવું જોઈએ. દેવ શું કહેલું છે? તેણે કહેલું છે કે તમે માગો તો હું તમને પવિત્ર આત્મા આપું. એ તેનું કહેવું તમે માનોછો? ત્યારે તમે દેવની પ્રાર્થના કરો કે હમને પવિત્ર આત્મા આપ. તે પોતાનું વચન પાળશે અને તમને પવિત્ર આત્મા આપશે.

---

## પાઠ ૭.

### ઇબ્રામ: અથવા પ્રેમની પરીક્ષા.

(ઉત્પત્તિ અ: ૨૨.)

એમ કરતાં કરતાં ઈસહાક મોટો થયો. ઈબ્રામ અને સારાઈની પેઠે તે પણ તંબુમાં રહેતો. તે ત્રણે દેવ પર પ્રેમ રાખતાં, અને માહોમાંહે ઘણું હેત રાખતાં. તે એક નાનું સરખું સુખી કુટુંબ હતું.

હવે તમને માલમ છે કે ઈબ્રામની પાસે ઘણી વસ્તુ હતી. તેની પાસે ગાય, ગધેડાં, ઘેટાં, બકરાં, તંબુ, ચાકર, સોનું રૂપું ઘણું હતું. પણ તેની પાસે એક ચીજ હતી તેને એ બધાં કરતાં બહુ ચાહતો હતો. તે શું હતું? તે તેનો વ્હાલો છોકરો ઈસહાક હતો. તેને તે બીજી બધી વસ્તુ કરતાં વધારે ચાહાતો હતો.

તોપણ એક બીજો એવો હતો કે ઈબ્રામ તેને પોતાના છોકરા કરતાં પણ વધારે ગણતો હતો. તે કોણ હતો? તે દેવ હતો. ઈબ્રામ દેવને બધા કરતાં શા માટે વધારે ચાહતો? તેનું કારણ એ હતું કે ઈબ્રામ પાસે જે હતું તે બધું દેવે તેને આપ્યું હતું.

પછી દેવે કહ્યું કે ઈબ્રામ મને બધાં કરતાં, પોતાના છોકરા ઈસહાક કરતાં પણ વધારે ચાહેછે કે નહિ તેની ખાત્રી કરવા

હું તેને કસી દેખાડીશ. ઈબ્રામ વેદીમાં મેઢાનાં બચ્ચાં કેવી રીતે હોમતો તે તો તમે સાંભળ્યું છે. પછી દેવે ઈબ્રામને કહ્યું કે, તારા વ્હાલા છોકરા ઈસહાકને લે અને હું બતાવું તે જગાએ વેદીમાં તેને હોમ.

ઈબ્રામ આ કામ કરે એ શું કઠણ વાત ન હતી? પણ દેવ જે કહે તે કરવું એવી ઈબ્રામની ઈચ્છા હતી; કેમકે દેવના પર તે ઘણો પ્રેમ રાખતો હતો. તેથી ઈબ્રામે બાળવાને માટે લાકડાં કાપી ગધેડા પર મુક્યાં અને પોતાના બે ચાકર અને ઈસહાકને કહ્યું કે મારી સાથે ચાલો. તેણે સારાઈને ઘેર આગળ તંબુમાં રહેવા દીધી. તેઓ ચાર જણા નિકળ્યા. તેઓએ ત્રણ દહાડા સુધી ચાલ્યા કીધું. એટલે ઘણે દૂર એક ઉંચી ટેકરી તેમની નજરે પડી. ઈબ્રામે જાણ્યું કે એજ જગાએ મારે વેદી બાંધવાની છે. તેથી તેણે પોતાના ચાકરોને કહ્યું કે તમે ગધેડાને લઈને અહિં બેસો, અને હમે ટેકરી પર જઈને દેવની પૂજા કરિયે. તેણે ગધેડા પરથી લાકડાં લઈ લીધાં, અને દોરડે વતી બાંધી ઈસહાકને માથે ચઢાવ્યાં. પછી તેણે એક હાથમાં દેવતા લીધો અને બીજા હાથમાં છુરી લીધી, અને તે ઈસહાક સાથે ટેકરી પર ગયો.

ઈસહાક જાણતો ન હતો કે મારો બાપ મને વેદીમાં હોમ-વાનો છે. પણ તેને લાગ્યું કે મેઢાના બચ્ચાનો યજ્ઞ ચડાવશે. તેથી તે બોલ્યો "બાપા." ઈબ્રામે જવાબ આપ્યો કે બેટા હું અહિં છું. ત્યારે તેણે પૂછ્યું કે, બાપા, દેવતા અને લાકડાં તો છે પણ મેઢાનું બચ્ચું ક્યાં છે? ઈબ્રામે જવાબ દીધો કે, બેટા, દેવ એની મેળે મેઢાનું બચ્ચું મેળવશે. પછી તેણે ઈસહાકને કહ્યું કે તહિં તારેજ મેઢાનું બચ્ચું થવું પડશે.

પછી તે બન્ને ડુંગર પર ગયા. ત્યાં ઈબ્રામે પથ્થરની એક વેદી બનાવી. અને ઈસહાકને માથેથી લાકડાં ઉતારી તે વેદી પર મૂકયાં. હવે મેઢાનું બચ્ચું કોણ થાયછે તે ઈસહાકે જાણ્યું. લાકડાં બાંધેલાં તે દોરડે વતી ઈસહાકના હાથ પગ બાંધ્યા અને મેઢાના બચ્ચાની માફક તેને લાકડાં પર સુવાડયો.

પછી ઈબ્રામે છુરી લઈને ઈસહાકને મારવાને પોતાનો હાથ ઊંચો કીધો, એટલામાં તેણે કોઈને "ઈબ્રામ, ઈબ્રામ," એમ હાંક મારતું સાંભળ્યું. એ તો દૂત સ્વર્ગમાંથી બોલતો હતો. દૂત બોલ્યો કે, "ઈબ્રામ, તારા છોકરાને મારતો નહિ, અને તેને કંઈ પણ ઈજા કરતો નહિ; કેમકે તેં તારો એકનોએક છોકરો દેવને આપી દીધો છે, તેથી તેણે જાણ્યું કે તું તેના પર પ્રેમ રાખેછે."

ઈસહાકને બાંધેલો છોડવાથી અને તેને મારી નાખવાની કંઈ જરૂર નથી એમ જાણ્યાથી ઈબ્રામ કેટલો ખૂશ થયો હશે!

ઈબ્રામે એક ઘેટો ઝાડીમાં જોયો. તેનાં શિંગડાં ઝાડીમાં ભેરવાઈ ગએલાં હતાં; તેણે જઈને તેને આણ્યો, અને ઈસહાકને બદલે તેને ચઢાવ્યો. દેવે ઈબ્રામને તેનો છોકરો પાછો આપ્યો તેથી તેણે દેવનો ઘણો પાડ માન્યો. અને દૂતે સ્વર્ગમાંથી પાછી બુમ પાડી ઈબ્રામને કહ્યું, કે તેં તારો છોકરો દેવને અર્પણ કીધો તેથી દેવ તારા પર બહુ રાજી થયો છે. દેવ તને, તારાં છોકરાંઓને, તારાં છોકરાંનાં છોકરાંને અને તેઓનાં છોકરાંને આશીર્વાદ દેશે, અને તારા પુત્રોનો પુત્ર બધા લોકોને આશીર્વાદિત કરશે.

દૂતે એ વાત કોને લાગુ પાડી હતી? તેણે એ વાત ઈસૂને લાગુ પાડી કે તે એક દિવસ જનમ લઈને પૃથ્વી પર આવશે, લોકોને સુખી કરશે અને તેઓને સ્વર્ગમાં તેડી જશે.

આ વાત બન્યા પછી ઘણે દહાડે મરીઅમને એક પુત્ર થયો, તે તો તમને માલમ છે. તે દેવનો પુત્ર હતો.

પેલો દૂત બોલી રહ્યા પછી ઈબ્રામ તથા ઈસહાક સાથે ટેકરી પરથી ઉતરી નીચે ગયા. એ વખતે ઈસહાકને માથે કંઈ ભાર ન હતો. ઈબ્રામ ઘણો ખૂશ હતો.

તેઓ ચાકર તથા ગધેડાને જ્યાં મૂકીને ગયા હતા ત્યાં આવી પોહોંચ્યા, અને બધા પાછા સારાઈ પાસે ગયા.

તમને ખાત્રી થઈ કે ઈબ્રામ દેવને ચાહાતો હતો? તમે કેમ જાણ્યું કે તે દેવને ચાહાતો હતો? તેણે દેવનો હુકમ માન્યો અને તેના કેહેવાથી પોતાના છોકરાને મારી નાખવા તૈયાર થયો તે ઉપરથી.

બધા કરતાં તમારે દેવને શું વધારે ચાહાવો જોઈએ? હા, સૌથી વધારે તમારે દેવ પર પ્રેમ રાખવો જોઈએ. પણ તે શા માટે? તેણે તમને દરેક વસ્તુ આપી છે તેટલા માટે.

તમે તમારાં માબાપને ઘણાં વાહાલાં ગણો છો, પણ તેના કરતાં પણ તમારે દેવને વધારે વહાલો ગણવો જોઈએ. તમારી રમત, તમારાં રમકડાં અને સારૂં સારૂં ખાવાનું જેટલું તમને વાહાલું છે, તેના કરતાં પણ દેવ તમને વધારે વાહાલો હોવો જોઈએ. હવે જો દેવ તમને સૌ કરતાં વધારે વાહાલો હોય, તો જે તે તમને કહે તે તમારે કરવું. તમારે જૂઠું બોલવું નહિ, કારણ કે તેમ કરવાની તે ના કહેછે. તમારે નઠારાં વ્યસનમાં પડવું નહિ, અને કોઈને ગાળો ન દેવી, પણ તમારે જતનથી ઈશ્વરની ઈચ્છા પ્રમાણે કરવું. એમ કરશો તો તમે ઈબ્રામ જેવા થશો.

---

## પાઠ ૮.

### યાકૂબનું દીઠેલું સ્વપ્નું.

(ઉત્પત્તિ અ: ૨૩. ૨૫. ૨૭. ૨૮.)

ઈબ્રામ અને સારાઈ ઘણાંજ ઘરડાં થઈ ગયાં હતાં. અંતે સારાઈ મરી ગઈ, અને ઈબ્રામ તેને દાટવા ઈચ્છતો હતો. પણ તેને દાટવા સારૂ જમીન જોઈએ તે તેની પાસે કનાનમાં ન હતી. તેથી તેણે કનાનના લોકોને કેટલાક રૂપીઆ આપીને એક ખેતર ખરીદ કીધું.

તે ખેતરમાં ઘણાં ઝાડો હતાં અને એક ગુફા હતી. ઈબ્રામ સારાઈના મુડદાને લઈને તે ગુફામાં દાટી આવ્યો. કેટલાક દહાડા પછી ઈબ્રામ પણ ગુજરી ગયો. તેને પણ તેના છોકરા ઈસહાકે જ્યાં સારાઈને દાટી હતી તેજ ગુફામાં દાટયો.

ઈબ્રામ છેલ્લે દહાડે પાછો તે ગુફામાંથી ઊઠશે.

ઈબ્રામનો આત્મા મરી ગયો નથી. તે હાલમાં દેવની પાસે છે. તેનું શરીર પણ છેલ્લે દહાડે જીવતું થશે અને તમે તેને જોશો. ઈબ્રામની માફક તમે દેવ પર પ્રેમ રાખશો તો તમે પણ સ્વર્ગમાં તેની પાસે જઈને બેસશો.

ઈસહાક રિબકા નામની એક ગુણવંતી બાયડી સાથે પરણ્યો હતો. તે બાઈ સારાઈના તંબુમાંજ રહેતી હતી.

ઈસહાક તથા રિબકાને બે છોકરા થયા હતા. તેમનાં નામ ઈશાવ અને યાકૂબ હતાં તેઓ જોળ હતા, એટલે તેઓ એકે દહાડે જનમ્યા હતા. પણ તેમનામાં કંઈ સરખાપણું હતું નહિ. તેમનાં મ્હોડાં એક બીજાને મળતાં ન હતાં અને તેમનાં મન પણ સરખાં ન હતાં. ઈશાવ ન્હાનપણથીજ ભક્તિવિના હતો. પણ યાકૂબ ભક્ત હતો અને દેવને ચાહતો

હતો. ઈશાવ મ્હોટો થયો ત્યારે તે શિકારીનું કામ કરતો. તે તીર કામઠાં રાખતો અને જંગલમાં જઈને પક્ષી તથા હરણનો શિકાર કરતો, અને તે ઘેર લાવીને રાંધતો. તેમાંથી પોતાનો બાપ ઈસહાક કોઈ વાર ખાતો હતો.

ઈશાવ શિકાર કરતો અને ઘેર લાવીને તે રાંધતો હતો તેમાં કંઈ ખોટું હતું નહિ. પણ તેનું મન પાપી હતું. તે દેવની કંઈ દરકાર રાખતો નહિ અને તેને દેવના કરતાં ખાવું પીવું વધારે વહાલું હતું.

યાકૂબ ભરવાડનું કામ કરતો હતો. તે ઘેર આગળ પોતાનાં માબાપ તથા ઘેટાં બકરાંની પાસે રહેતો. તે દેવને ચાહતો અને વારે વારે તેની પ્રાર્થના કરતો હતો.

હું ઘણો દલગીર થઈ તમને કહુંછું કે ઈસહાક ભલા યાકૂબ કરતાં પાપી ઈશાવ ઉપર વધારે હેત રાખતો હતો. તે શા માટે તે હું તમને કહું? ઈશાવ તેને સારૂ શિકારનું ખાવાનું આણી આપતો માટે. ઈસાવ પર વધારે હેત રાખવું તે સારૂં ન હતું.

રિબકાનું તથા દેવનું પણ હેત યાકૂબ ઉપર હતું. ઈશાવ દેવને વહાલો ન હતો. તમે એમ ધારોછો કે ઈશાવ તથા યાકૂબ એક બીજાના પર હેત રાખતા હતા?

તેઓ એક બીજાને ચાહતા ન હતા. કેટલીક વખતે યાકૂબ ઈશાવ જોડે અઘટતી રીતે ચાલતો; તેથી ઈશાવ તેનો દ્વેષ કરતો અને તેને મારી નાખવાનું તેના મનમાં આવતું. એક દિવસ ઈશાવે કહ્યું કે મારો બાપ થોડા દિવસમાં મરીજશે એટલે હું મારા ભાઈ યાકૂબને મારી નાખીશ.

રિબકાએ જાણ્યું કે ઈશાવ કોઈ દહાડો યાકૂબને મારી નાખશે,

તેથી તે બીધી, અને તેણે યાકૂબને બોલાવીને કહ્યું કે તારો ભાઈ ઈશાવ તને મારી નાખવાનું કરેછે. માટે તારે આટલું કરવું કે તારો મામો અહિંથી ઘણો દૂર રહેછે, તેની પાસે જઈને તારે રહેવું. ઈશાવ થોડે દહાડે ગુસ્સે થવાનું મૂકી દેશે એટલે હું તને ઘેર બોલાવીશ.

યાકૂબે પોતાની માની સલાહ પ્રમાણે કીધું. તેણે પોતાના બાપ ઈસહાક પાસે રજા માગી અને ઈસહાકે તેને જતાં પેહલાં આશીર્વાદ દીધો. યાકૂબે પોતાના બાપ પાસે કંઈજ માગ્યું નહિ. તેણે પોતાની સાથે ચાકર કે ઘેટું કે બકરૂં કંઈજ લીધું નહિ. બેસવાને સારૂ તેણે એક ગધેડું સરખું પણ પોતાની સાથે ન રાખ્યું. તે હાથમાં ફક્ત એક લાકડી લઈને નીકળ્યો. એ વખતે યાકૂબને ઘણુંજ લાગ્યું. તે બિચારો કોઈ દહાડો બાહાર નીકળ્યો ન હતો અને કોઈ દહાડો જોએલો નહિ એવા દૂર દેશમાં તેને જવાનું હતું.

તમને તમારાં માબાપને છોડીને કોઈ દૂર દેશ એકલા જવું પડે તો શું તમને ઘણું ન લાગે ?

રસ્તે સુવાને તેની પાસે તંબુ કે ઘર કંઈ ન હતું. તેથી રાત પડતી ત્યારે તે માથા તળે પથર મૂકીને ભોંય પર સુતો. તે દેશમાં રીંછ તથા વરૂ હતા; પણ દેવ તેની સંભાળ રાખતો. દેવે જાણ્યું કે એ ઘણો દલગીર છે તેથી તમે કોઈ દહાડો સાંભળ્યું નહિ હોય એવું સારૂં સ્વપ્નું દેવે તેને આપ્યું.

યાકૂબે સ્વપ્નામાં આકાશ સુધી ઘણાં પગથીઆં જોયાં. તે પર સુંદર દૂતો હતા. કેટલાક ઉપર જતા હતા ને કેટલાક નીચે આવતા હતા. છેક ટોચ ઉપર યાકૂબે પોતે પ્રભુને જોયો, પછી તેણે કોઈને બોલતો સાંભળ્યો. દેવે તેને બોલાવીને કહ્યું કે હું

ઈબ્રામ અને ઈસહાકનો દેવ છું ને તું જ્યાં જશે ત્યાં હું તારી સંભાળ રાખીશ. અને તને પાછો ઘેર લઈ જઈશ. તું ઊંઘેછે તે કનાન દેશમાં તારાં છોકરાં રહેશે.

એટલું થયા પછી યાકૂબ ઊંઘમાંથી જાગી ઉઠ્યો. પણ એ વખતે મનમાં તે ઘણો ખૂશ હતો. તેણે જાણ્યું કે દેવ અને દૂતો મારી રખેવાળી કરેછે. જે જગાએ આવું સારૂં સ્વપ્નું આવ્યું તે જગા કોઈ દિવસ ભૂલી જવી નહિ એવું તેના મનમાં આવ્યું; તેથી પોતાના માથા તળે જે પથરા હતા તે લઈને તેનો તેણે એક ઢગલો બનાવ્યો. હવે તેના મનમાં વિચાર આવ્યો કે દેવે કહ્યું છે તે પ્રમાણે જ્યારે તે મને કનાનમાં પાછો જવા દેશે ત્યારે આ જગો મને જડી આવશે. પથરો પર હોમ તેનાથી થાય એવું ન હતું, કેમકે તેની પાસે ઘેઢાનાં બચ્ચાં ન હતાં. પણ તેણે પથરો પર થોડુંક તેલ રેડયું અને પ્રભુની પ્રાર્થના કરી બોલ્યો કે દેવ મારી સંભાળ લેશે, ખાવાને મને રોટલી આપશે, પેહેરવાનાં કપડાં આપશે. અને પાછો મને ઘેર લઈ જશે માટે તે મારો દેવ થશે, અને આ પથર દેવનું મંદિર થશે.

યાકૂબને ખાત્રી થઈ કે દેવ મારી સંભાળ લેશે અને મને પાછો ઘેર લઈ જશે, કેમકે એવું તેણે મને વચન આપેલું છે.

વહાલાં છોકરાં, દેવ તમારી સંભાળ લેછે. તે પોતાના દૂતોને સ્વર્ગમાંથી નીચે યાકૂબની પેઠે તમારી રખેવાળી કરવા મોકલેછે.

---

## પાઠ ૯.

### યાકૂબ: અથવા લાંબી મુસાફરી,

ઉત્પત્તિ. અ: ૨૯.

પછી યાકૂબ આગળ ચાલ્યો. તેણે ઘણા દહાડા મજલ કીધી. ચાલતાં ચાલતાં તે એક જગાએ આવી પહોંચ્યો. ત્યાં

ઘણુંજ ઘાસ ઉગેલું હતું. તે જગાએ એક કુવો હતો અને કુવાના મ્હો ઉપર એક મોટો પથર મૂકેલો હતો. તે કુવાની આસપાસ ઘણાં ઘેટાં ફરતાં હતાં. તે ઘેટાંની સાથે કેટલાંક માણસ હતાં. તેઓ ભરવાડ હતા. તે દેશમાં પાણી ઘણું થોડું મળતું હતું. તેથી કુવો જોઈને તે ઘણો ખૂશ થયો હશે.

યાકૂબે પેલા ભરવાડોને પૂછ્યું કે તમે લાબાન (યાકૂબના મામાનું નામ) નામના એક શખ્સને ઓળખોછો?

તેઓએ જવાબ દીધો, કે "હા હમે તેને ઓળખિયે છિયે."

ત્યારે યાકૂબે પાછું પૂછ્યું કે તે સારો છે?

ભરવાડોએ જવાબ દીધો કે તે સારો છે. અને પેલી તેની છોકરી રાહેલ ઘેટાં લઈને આવેછે.

એ સાંભળી યાકૂબ ઘણો ખૂશ થયો. કેમકે રાહેલ તેના મામાની છોકરી હતી. તે દોડીને તેની પાસે ગયો અને તેને બોકી કીધી. તેનું હૈયું ભરાઈ આંવ્યું અને તે રડ્યો.

યાકૂબ શા માટે રડ્યો?

હું ધારૂંછું કે હરખનું તેને રડવું આવ્યું હતું. કેમકે લોકો કેટલીક વખત હરખને લીધે રડેછે. યાકૂબને ઘણા દિવસ થયાં કોઈ ભાઈબંધ મળ્યો ન હતો. અને પોતાના મામાની છોક-રી તેને મળી તેથી તે ખૂશ થયો હતો.

રાહેલ યાકૂબને ઓળખતી ન હતી. પણ યાકૂબે તેને કહ્યું કે હું તારી ફોઈનો છોકરો છું અને ઘણે દૂરથી આવ્યો છું ત્યારે તેણે જાણ્યું.

પછી રાહેલ પોતાના બાપ પાસે દોડતી ગઈ અને તેને કહ્યું કે, બાપા, મારો યાકૂબ ભાઈ આવ્યો છે. મેં તેને કુવા પાસે બેઠેલો જોયો.

એ સાંભળી લાબાનને ઘણો હરખ થયો. તે દોડીને યાકૂબને મળ્યો અને તેને બોકી કરીને કહ્યું કે, ભાઈ, હું તારો મામો થાઉં, ચાલ આપણે ઘેર.

યાકૂબે લાબાનને કહ્યું કે, હું તમારાં ઘેટાં સાચવીશ. યાકૂબ લાબાનને ત્યાં ચાકર થઈને રહ્યો. યાકૂબ ભરવાડનું કામ સારીપેઠે જાણતો હતો. સિંહ તથા રીંછ આવીને ઘેટાંને મારી-નાખે તે માટે રાતે તેમને સાચવતો હતો. દહાડે તાપથી અને રાતે ટાઢથી તે ડરતો ન હતો.

લાબાનને બે છોકરી હતી. એકનું નામ લીઆ અને બીજીનું નામ રાહેલ હતું. લાબાને પોતાની બન્ને છોકરી યાકૂબ જોડે પરણાવી. તેથી યાકૂબને બે બાયડી થઈ. હાલ ખ્રીસ્તી લોકોમાં કોઈથી બે બાયડી થાય નહિ. પણ તે વખતે કેટલાક લોક બે બાયડી પરણતા હતા. તો પણ તે વખતે પણ એકજ બાયડી જોડે પરણવું તે વધારે સારૂં ગણાતું હતું.

દેવે યાકૂબને ઘણાં છોકરાં આપ્યાં હતાં. તેઓ ઘણાં હતાં તેથી તેમનાં નામ હું તમને કહીશ નહિ. યાકૂબ ઘણા દહાડા લગી પોતાનાં બૈરાં છોકરાંને લઈને તંબુમાં રહ્યો. પેહેલાં તો તે લાબાનનાં ઘેટાંનીજ સંભાળ રાખતો. પણ પાછળથી લાબાને કેટલાંક ઘેટાં અને બકરાં યાકૂબને આપ્યાં. દેવે કહ્યું હતું તે પ્ર-માણે યાકૂબ પાસે પુષ્કળ ખાવાનું અને પેહેરવાનાં લુગડાં થયાં. કેમકે દેવ હમેશાં પોતાનાં વચન પાળેછે.

પણ યાકૂબ પોતાનાં માબાપને અને ન્હાનપણમાં જ્યાં રહ્યો તે કનાન દેશને ભૂલી ગયો નહિ. તેને માલમ હતું કે ઇબ્રામ-નાં, ઇસહાકનાં અને મારાં છોકરાંઓને કનાન આપવાનું દેવે કહેલું હતું. તેથી પાછા ત્યાં જઈ રહેવાને તેની મરજી હતી.

હવે કનાનમાં પેહેલવેહેલાં જે ભલા માણસો થઈ ગયા તેમનાં અને તેમની વહુઓનાં નામ હું લખુંછું.

ઈબ્રામ— સારાઈ.

ઈસહાક— રિબકા.

યાકૂબ — લીઆ તથા રાહેલ.

---

## પાઠ ૧૦.

### યાકૂબઃ અથવા મેળાપ.

ઉત્પત્તિ. અ: ૩૧, ૩૨. ૩૩. ૩૫. ૧–૭.

ઘણા દહાડા વીત્યા પછી યાકૂબે પોતાના મામા લાબાનને કહ્યું કે, આપની નોકરી બજાવતાં મને ઘણા દહાડા થયા, હવે મને મારે ઘેર જવાનું મન છે. પણ લાબાન તેને જવા દે નહિ. તેના ઉપરથી લાબાનનું હેત ઉતરી ગયું, તેથી તેને ઘેર જવાનું પધારે વધારે મન થયું.

એક દિવસ ખેતરમાં યાકૂબ ઘેટાં સાચવતો હતો. તેવામાં તેને ઉંઘ આવી ગઈ અને ઉંઘમાં તેને એક સ્વપ્નું આવ્યું. તે સ્વપ્નું એવું હતું, કે દેવે તેને કહ્યું, કે તું તારે ઘેર તારા બાપ પાસે જા અને હું તારી સાથે રહીશ.

યાકૂબ જાગી ઉઠયો ત્યારે તેણે રાહેલ તથા લીઆને બોલાવવાને એક ચાકરને મોકલ્યો, કેમકે તેમને કંઈ કહેવું હતું. તેણે તેમને કહ્યું, કે આજે મને એક સ્વપ્નું આવ્યું તેમાં દેવે મને કહ્યું કે તું તારે ઘેર તારા બાપ પાસે જા.

ત્યારે રાહેલ તથા લીઆ બોલ્યાં કે અમે પણ તમારી જોડે આવીશું.

ત્યાર બાદ યાકૂબે પોતાના તંબુ, લુગડાંલતાં, સરસામન અને

પોતાની પાસે જે હતું તે બધું બાંધીને તૈયાર કીધું. તેણે એ બધું પોતાનાં ઉંટ અને ગધેડાં પર નાખ્યું, અને પોતાની બૈરી અને અગીઆર છોકરાંને પણ ઉંટ પર બેસાડયાં. તેણે પોતાના ચાકરોને ફરમાવ્યું કે તમારે આપણાં ઘેટાં, બકરાં, ગાયો, ઉંટો અને ગધેડાંઓને હાંકવાં. એ પ્રમાણે તેઓ બધાં નીકળ્યાં.

લાબાને યાકૂબને જતો જોયો નહિ. કેમકે તેના તંબુ લાબાન જ્યાં રહેતો હતો ત્યાંથી પાસે નહિ હતા. થોડા દહાડા ગયા પછી લાબાનના સાંભળવામાં આવ્યું કે યાકૂબ જતો રહ્યો. તેથી તેને ગુસ્સો આવ્યો. તે યાકૂબની પછાડી દોડયો અને તેને કાલાવાલા કરી કહ્યું કે તું પાછો ચાલ, પણ યાકૂબને કનાન જવાનું મન હતું.

યાકૂબ કનાન જવાને રાજી તો હતો, પણ તે એક વાતથી ડરતો હતો. ઈશાવે તેને એક દિવસ કહ્યું હતું કે હું તને મારીનાખીશ તે વાત તેને યાદ આવી. તે એમ ડરતો હતો કે રખેને તે આવીને મને તથા મારાં છોકરાંઓને મારીનાખે.

દેશની પાસે પોહચ્યો એટલે તેણે સાંભળ્યું કે ઈશાવ ૪૦૦ માણસ લઈને આવેછે. તેને લાગ્યું કે ઈશાવ મને મારી નાખવા આવેછે. તેથી તેણે દેવની પ્રાર્થના કરવા માંડી, કે "હે દેવ, તેં મારા પર ઘણી રહેમ નજર રાખી છે અને મને ઘણી વસ્તુઓ આપી છે. ઈશાવ આવીને મને તથા મારાં બૈરાં છોકરાંને મારી ન નાખે એવું તું કરજે. મારી સંભાળ લેવાનું તેં મને વચન આપેલુંજ છે." દેવે યાકૂબની પ્રાર્થના સાંભળી.

યાકૂબે મનમાં વિચાર કીધો કે હું તેને કંઈ નજરાણું મોકલીશ. તેથી તે જાણશે કે હું તેની સાથે સારી રીતે ચાલવા ઈચ્છુંછું. એવા ઈરાદાથી તેણે પોતાના ચાકરોને કહ્યું કે ઘણાંક ઘેટાં, બ-

કરાં, ગાયો, ગધેડાં અને ઊંટો લઈને ઈશાવની સામા જાઓ, અને તેને કહો કે તમારે માટે આ ભેટ મોકલી છે. યાકૂબે તે આખી રાત દેવની પ્રાર્થના કર્યા કીધી.

સવારમાં યાકૂબે ઈશાવને ૪૦૦ માણસ સાથે આવતો જોયો. યાકૂબ નાસી ગયો નહિ પણ તેને મળવા તેની સામો ગયો, અને જતાં જતાં સાત વાર નીચે વળીને તેને નમ્યો.

ઈશાવે હવે શું કીધું?

તે યાકૂબને મળવા દોડ્યો અને તેની કોટે વળગીને તેને બોકી કીધી, અને પછી બન્ને રડ્યા. દેવે ઈશાવનું હૈયું વધારે નરમ કીધું હતું.

પોતાનો ભાઈ દયાળુ થયો તે જોઈને યાકૂબને કેટલો આનંદ થયો! યાકૂબે દેવની પ્રાર્થના કીધી હતી કે તું તેને દયાળુ કરજે અને દેવે તેની પ્રાર્થના સાંભળી હતી.

ઈશાવે ઊંચે જોયું તો તેણે રાહેલ, લીઆ તથા ન્હાનાં છોકરાંઓને દીઠાં, તેથી તે બોલ્યો કે આ કોણ છે?

યાકૂબે જવાબ દીધો કે એ મારાં છોકરાં છે. દેવની દયાથી એ મને મળ્યાં છે.

પછી રાહેલ, લીઆ, દાસીઓ અને બધાં છોકરાંઓ નીચે વળી તેને પગે લાગ્યાં. છેક ન્હાનો છોકરો પણ નીચે વળીને પગે લાગ્યો. તે રાહેલનો છોકરો હતો અને તેનું નામ યુસફ હતું.

પછી ઈશાવે યાકૂબને કહ્યું કે મને ઘણાં ઘેટાં, બકરાં તથા ગાયો સાંમી મળી. તે તેં કેમ મોકલ્યાં હતાં?

યાકૂબ બોલ્યો કે તે તો તમારે માટે ભેટ મોકલી હતી.

ઈશાવે જવાબ દીધો કે, ભાઈ, મારી પાસે જોઈએ તેટલું છે. માટે તારૂં હોય તે તુંજ રાખ.

યાકૂબે કહ્યું કે, મેં જે ભેટ મોકલી છે તે મેહેરબાની કરીને કબૂલ રાખો. કારણ કે દેવે મને પુષ્કળ આપ્યું છે. તે લેવા માટે યાકૂબે એશાવના એટલા બધા કાલાવાલા કર્યા કે આખરે તેને તે લેવું પડ્યું.

એશાવે યાકૂબને કહ્યું કે ચાલો આપણે સાથે ચાલિયે. હું આગળ ચાલીશ.

પણ યાકૂબ બોલ્યો કે ભાઈ, તમારી બરોબર મારાથી ચલાશે નહિ. કેમકે મારી સાથે તો ઘણાં ન્હાનાં છોકરાં છે અને ન્હાનાં ન્હાનાં મેંઢાનાં અને બકરીનાં બચ્ચાં છે. જો એક દહાડો તેઓને વધારે ચલાવિયે તો તે તો મરી જાય. તેથી યાકૂબ એશાવ જોડે ગયો નહિ.

પછી એશાવ પોતાને ઘેર ગયો. તેનું ઘર ત્યાંથી ઘણું દૂર હતું. કારણ કે તે કનાનમાં રહેતો ન હતો. પણ યાકૂબ તો કનાનમાંજ રહ્યો, કેમકે ત્યાં રહ્યાનું તેને મન હતું.

જૂઓ, દેવે કહ્યું હતું તેમ તેણે યાકૂબને કનાનમાં પાછો આણ્યો, મેં તમને જે પેલા સુંદર સ્વપ્નાની વાત કહી તે યાકૂબ ભૂલી ગયો નહિ. તે ફરીને તે જગાએ પાછો ગયો. તે જગાની નિશાણી રાખવા માટે તેણે તે ઠેકાણે પથરનો ઢગલો કર્યો હતો. તેથી તેને પાછી તે જગો જડી. ત્યાં તેણે એક વેદી બાંધી, અને દેવે તેના પર ઘણી દયા કીધી હતી માટે તેણે હોમ કીધા. દેવે તેને વચન આપ્યું હતું તે પ્રમાણે તેણે તેને ખાવાનું અને લુગડાં આપ્યાં હતાં. એ શિવાય બીજી ઘણી વસ્તુ દેવે તેને આપી હતી. કેમકે દેવે તેને બૈરાં, છોકરાં, ચાકર અને ઢોરો આપ્યાં હતાં. વળી દેવે તેના ભાઈને દયાળુ કીધો હતો અને

તેને પાછો કનાનમાં આણ્યો હતો. યાકૂબે દેવ પર વધારે પ્રેમ રાખ્યો અને તેના દયાળુપણાને માટે તેનો પાડ માન્યો.

વ્હાલાં છોકરાંઓ, શું દેવ તમારા પર દયા રાખતો નથી? તેણે તમને કઈ કઈ વસ્તુઓ આપી છે તે મને કહો. તેણે તમને દશ બાર વસ્તુઓ આપી છે તેની તો યાદ આવેછે? ખાવાનું લુગડાં વગેરે. કેટલી વખત લોકો તમારા પર માયા રાખતા નહિ હતા, પણ દેવે તેમને માયાળુ કર્યા હતા. તમારે દેવને કેટલો બધો ચાહાવો જોઈએ.

## પાઠ ૧૧.

### યુસફ: અથવા ખાડો.

યાકૂબ પોતાના ઘરડા બાપ ઈસહાકને પાછો મળ્યો. થોડા દહાડા રહી ઈસહાક મરી ગયો ત્યારે જે ગુફામાં ઈબ્રામ તથા સારાઈને દાટચાં હતાં તેજ ગુફામાં યાકૂબે અને ઈશાવે મળીને તેને દાટચો. છેલે દહાડે તેઓ બધાં સાથે ઉઠશે. કેમકે ઈસહાકને કનાન કરતાં વધારે સારો દેશ, જે સ્વર્ગ, તેમાં રહેવાનું મન હતું.

તમને માલમ છે કે ઈશાવ કનાનમાં રહ્યો નહિ. પણ યાકૂબે તો પોતાનાં બૈરાં છોકરાં તથા ઢોરને લઈને કનાનમાં રહેવાનું પસંદ કીધું હતું.

બધા છોકરા મ્હોટા થયા હતા. પણ બેન્યામીન ન્હાનો હતો. બેન્યામીનથી મ્હોટો યુસફ હતો. તે બહુ ન્હાનો ન હતો. તે બધાં છોકરાં કરતાં સારો હતો. મ્હોટા દશ છોકરા પાપી હતા. તેઓ પોતાનાં ઘેટાં બકરાંનીજ સંભાળ રાખતા અને યુસફ તેમની સાથે જતો ત્યારે તેઓ તેમને ગાળ દેતા, મારતા અને દુઃખ દેતા હતા, અને હમેશાં તેના પર કરડી નજર રાખતા હતા. યાકૂબ યુસફને

બધા કરતાં વધારે ચાહતો હતો. તેથી બીજા બધા તેની અદેખાઈ કરતા હતા. યુસફ પોતાના બાપને ઘણો લાડકો હતો તેથી તેઓ તેને ધિક્કારતા હતા.

યાકૂબે પોતાના વ્હાલા દીકરાને એક સુંદર બક્ષીસ આપી હતી. તે પીળો, ભુરો, લીલો, ગુલાબી, રાતો અને જાંબુઓ વગેરે ઘણા રંગનો એક સુંદર ડગલો હતો, અને યુસફ તે ડગલો પેહેરતો હતો. તેના ભાઈઓ જ્યારે એ ડગલો જોતા ત્યારે તેઓ તેની બહુજ અદેખાઈ કરતા.

લોકોને અદેખવા કરનારો શેતાન છે. આપણે દેવની પ્રાર્થના કરવી જોઈએ કે અમને અદેખાઈથી દૂર રાખજે. યુસફના ભાઈઓએ શું શું ખોટું કામ કીધું તે તમે સાંભળશો. કેમકે તેઓ લાડકા અને ભલા યુસફની અદેખાઈ કરતા હતા

એક દાહાડો રાતે યુસફને એક ઘણું અજબ તરેહનું સ્વપ્નું આવ્યું. તે એ હતું કે જાણે તે પોતાના ભાઈઓની સાથે એક-અનાજના ખેતરમાં હતો અને તેઓ બધા અનાજની પુળી બાંધતાં હતા. તેઓએ અકેકી પુળી બાંધી અને તેના ભાઈની પુળીઓ તેની પુળીને નમી. યુસફને એ સ્વપ્નું ઘણા અચંબા ભરેલું લાગ્યું તેથી તેણે તે પોતાના ભાઈઓને કહ્યું.

પણ તે સાંભળી તેઓ ઘણા ગુસ્સે થયા. તેઓએ યુસફને કહ્યું કે તું એમ સમજતો હશે કે તું અમારા કરતાં ન્હાનો છે, તો પણ અમે તને નમીશું. એથી તેઓ તેને પેહેલાના કરતાં વધારે ધિક્કારવા લાગ્યા.

થોડા દહાડા રહીને યુસફને બીજું અજાયબ જેવું સ્વપ્નું આવ્યું. તે એ હતું કે તેણે આકાશમાં સુરજ, ચંદ્ર અને અગિયાર તારા જોયા અને તેઓ તેને નમ્યા. એ તો વળી પેહેલાના કરતાં વધારે

અચંબા ભરેલું હતું. એ સ્વપ્નું તેણે પોતાના બાપને અને તેમજ પોતાના ભાઈઓને કહ્યું.

એ સાંભળી તેનો બાપ અજાયબ થયો. તેણે યુસફને કહ્યું કે શું એનો અર્થ એવો છે કે સુરજ તે હું, ચંદ્ર તે તારી મા, અને અગિયાર તારા તે તારા ભાઈઓ, શું અમે તને નમીશું? તો પણ યાકૂબે વિચારચું કે દેવે એ સ્વપ્નું યુસફને આપ્યું છે તેથી તે ખરૂં પાડશે. પણ એથી તેના ભાઈઓ તો વધારે ગુસ્સે થયા.

હવે એવું બન્યું કે યુસફના ભાઈઓની પાસે ઘેટાં અને બકરાં પુષ્કળ હતાં. પણ તંબુની નજદીક તેઓને માટે પુરતું ઘાસ હતું નહિ. તેથી તેઓ પોતનાં ઘેટાં બકરાંને ઘણે દૂર લીલો ચારો ચરાવવા લઈ ગયા. યુસફ પોતાના ઘરડા બાપની સાથે ઘેર રહ્યો. બેન્યામીન પણ ઘર આગળ રહ્યો હતો કેમકે તે છેક ન્હાનો હતો.

પછી યાકૂબને પોતાના છોકરાઓની હકીકત જાણવાનું મન થયું તેથી તેણે યુસફને કહ્યું કે "જા, જઈને તારા ભાઈઓને મળ, અને તેમની તથા ઘેટાં બકરાંની શી હકીકત છે તે પાછો આવીને મને કેહે."

યુસફ પોતાના બાપની મરજી પ્રમાણે કરવાને હમેશા તૈયાર હતો. તેથી તે જવાને નીકળ્યો. તેણે બેસવાને માટે ગધેડું લીધું ન હતું, કે ચાકર પણ પાસે રાખ્યો ન હતો. તે પોતાનો સુંદર ડગલો પેહેરીને અને પોતાના બાપને પ્રણામ કરીને નીકળ્યો. જતી વખતે તેના મનમાં જરા આવ્યું કે હું મારા વહાલા બાપનું મ્હો પાછું કયારે જોઈશ.

યુસફ ઘણો દૂર ગયો પણ તેના ભાઈઓ તેને મળ્યા નહિ. પછી તેને એક માણસ મલ્યો. તેણે તેને પૂછ્યું કે તું કોને શોધેછે?

યુસફે જવાબ આપ્યો કે હું મારા ભાઈઓને જોઉંછું. તેઓ પોતાના ઘેટાં બકરાંને ક્યાં ચરાવેછે તે તમે જાણોછો?

પછી તેના ભાઈઓ જે રસ્તે ગયા હતા તે રસ્તો પેલા માણસે તેને બતાવ્યો.

યુસફે પોતાના ભાઈઓને ખોળી કાઢવાને ઘણી મેહેનત કીધી.

એટલામાં તેના ભાઈઓએ તેને ઘણે દૂરથી આવતો જોયો. તેઓએ જાણ્યું કે યુસફ આવેછે. તેઓએ માહોમાંહે કહ્યું કે પેલો સ્વપ્નવાળો આવેછે. આપણે તેને મારી નાખી એક ઉંડા ખાડામાં ફેંકી દેવો અને આપણા બાપને કેહેવું કે તેને સિંહ કે વરૂ ખાઈ ગયા.

એવો ઇરાદો કરી તેઓએ યુસફ તેમની પાસે આવ્યો ત્યારે તેને પકડ્યો. તે તેમની પાસે આવ્યો ત્યારે તેના મનમાં ઘણું હેત અને દયા હતી. પણ તેના ભાઈઓએ તેની તરફ કરડી નજરે જોયું. વાઘ અને સિંહની વચ્ચે જેમ એક નરમ મેંઢાનું બચ્ચું હોયની તેમ તે હતો. પાપી યહુદી લોકોએ પ્રભુ ઇસુને વાડીમાં પકડ્યો હતો ત્યારે તે જેવો હતો તેવો યુસફ આ વખતે હતો.

તેના ભાઈઓ તેને મારી નાખતા હતા. પણ રઉબેન નામનો તેનો એક ભાઈ બોલ્યો કે આપણે એને મારીનાખવો નહિ, પણ એક ખાડામાં નાખી દેવો. આ ભાઈ બીજા કરતાં જરા દયાળુ હતો. તેનો ઇરાદો એવો હતો કે એને ખાડામાંથી કાઢી પાછો યાકૂબ પાસે લઈ જવો. તેને મારીનાખવો નહિ એવું તેના ભાઈઓએ કબૂલ કીધું. પણ પેહેલાં તેઓએ તેનો સુંદર ડગલો કાઢી લીધો.

અરે, તે બિચારો એ બધું જોઈને કેટલું બધું રડ્યો. તેણે તેમના કેવા કાલાવાલા કસ્યા, ભાઈ મને મારી નાખો નહિ. મને

પાછો મારા બાપ પાસે જવા દો. પણ તેઓએ તેનું કંઈ સાંભળ્યું નહિ. કેમકે તેમનાં હૈયાં પથર કરતાં પણ કઠણ હતાં.

તેઓએ તેને એક ઊંડા અને અંધારા ખાડામાં ફેંકી દીધો. ત્યાં તે ભૂખ્યો, તરશ્યો અને થાકી ગએલો પડ્યો. તરસ મટાડવાને તેને પાણીનું ટીપું સરખું પણ મળ્યું નહિ.

યુસફને એવો વિચાર આવ્યો કે મારાથી મારા વહાલા બાપ પાસે જવાશે નહિ, અને મારો બાપ જાણશે કે હું મરી ગયો. એ વિચારથી તેને કેટલું બધું દુઃખ થશે.

તેના પાપી ભાઈઓએ તેના રડવાની અને કલ્પાંતની કંઈ દરકાર રાખી નહિ. પણ તેઓ બેસીને જમવા મંડીગયા.

દેવ, સ્વર્ગમાં પોતાના સિંહાસન ઉપર બેઠેલા, એ બધું જોઈને ઘણો નારાજી થયો.

---

## પાઠ ૧૨.

### યુસફ: અથવા ગુલામ.

ઉત્પત્તિ. અ: ૩૭. ૨૪—૩૫.

પેલા ભાઈઓએ જમતાં જમતાં કેટલાક લોકોને આવતા જોયા. તેઓ પાસે આવ્યા ત્યારે તેઓએ ઊંટો જોયા અને તેમના પર માણસો બેઠેલા જોયા. એ માણસો કોણ હતા તે હું તમને કહુંછું.

તેઓ ઘણા દૂર દેશના રહેવાસી હતા. જે ડુંગરો પર તેજાના અને બીજી સુગંધીદાર ચીજો ઉગેછે ત્યાં તેઓ ગયા હતા. એ સુગંધીદાર વસ્તુઓ લઈને તેની ગાંસડીઓ બાંધી ઊંટ પર નાખી હતી. તે વેચી તેના પૈસા કરવા સારૂ તેઓ કોઈ દૂર દેશ લઈ જતા હતા,

એ પ્રમાણે તેઓ પોતાનું ગુજરાન ચલાવતા હતા. અને એ રીત સારી હતી. તો પણ તેઓ પાપી માણસ હતા તે તમને માલમ પડશે.

પેલા ભાઈઓમાંનો એક યહુદા નામનો બોલ્યો કે ચાલો આપણે યુસફને આ લોકોને વેચાતો આપીએ. કારણ કે તેને મારીનાખવા કરતાં વેચવો તે સારૂં છે. અને તેને વેચવાથી આપણને પૈસા મળશે. તે આપણો ભાઈ થાય તેથી તેને મારી નાખીએ તો તે ઘણું ઘાતકી કામ કહેવાય.

તો પણ યુસફને વેચવો એ પણ શું ઘણું ઘાતકી કામ નહતું? એ ભાઈ ખરેખરો દયાળુ ન હતો. બીજા ભાઈઓ બોલ્યા કે યુસફને વેચવો એ અમારી નજરમાં સારી રીત આવેછે. તેથી તેઓએ પેલા માણસોને બોલાવીને પૂછ્યું કે તમે એક ન્હાના છોકરાને વેચાતો લેશો?

પેલા માણસોએ હા કહી. એ કામ પાપી હતું.

પેલા ભાઈઓ બોલ્યા કે તમે એનું શું આપશો?

તે માણસોએ કહ્યું કે ૨૦ રૂપીઆ આપીશું.

પછી યુસફના ભાઈઓએ તેને ખાડામાંથી બહાર કાઢ્યો. કદાચ તેના મનમાં તો એમ આવ્યું હશે કે મને મારા બાપ પાસે જવા દેતા હશે.

અરે! બીચારા યુસફે તરત જાણ્યું કે મારા ભાઈઓ મારા પર દયા કરતા નથી. માણસો અને ઊંટો તે ખાડાની બહાર રાહ જોયા કરતા હતા. પેલા માણસો યુસફના ભાઈઓને પૈસા આપી તેને લઈ ચાલતા થયા.

યુસફ ગયા પછી તેના ભાઈઓ બોલ્યા કે આપણા બાપા આપણને પૂછશે કે યુસફ ક્યાં છે ત્યારે આપણે તેને શું કહીશું?

તે આપણને મળ્યો છે એમ આપણે બોલવું નહિ, પણ એવું કહેવું કે તેનો ડગલો પડેલો અમને જડ્યો છે.

પછી તેઓએ એક બકરાને કાપી તેના લોહીમાં પેલો સુંદર ડગલો બોળ્યો. તેઓ બોલ્યા કે આ લોહીવાળો ડગલો આપણે આપણા બાપાને બતલાવીશું. એવો વિચાર કરી પેલો લોહીમાં રગડોળાએલો ડગલો તેઓ ઘેર લઈ ગયા. યુસફને વેચ્યાથી જે પૈસા મળેલા તે પણ તેઓ લઈ ગયા.

તમે એમ ધારોછો કે તેઓ મનમાં સુખી હતા? ના કદી નહિ. પાપી માણસો સુખી થાયજ નહિ. કારણ કે તેમનાં પાપી કામ દેવે પોતાના ચોપડામાં લખી લીધાં છે અને તેઓ બીધેલા રહેશે.

બિચારો યુસફ પાપી માણસોની સોબતમાં તેમના જેટલો દુઃખી હતો નહિ. કારણ કે દેવ તેની પાસે હતો.

યાકૂબ ડોસો પોતાના છોકરા ગયા હતા તેના વિચારમાંજ હતો. ગેટાંનું બેં બેં કરવું તેણે સાંભળ્યું ને જાણ્યું કે મારા છોકરા ઘેર આવ્યા ત્યારે તે કેટલો ખુશ થયો હશે. યુસફ તેઓની સાથે છે કે નહિ તે તેણે જોયું હશે. પણ તેણે તેને દીઠો નહિ. તેના છોકરાઓ તેની પાસે આવ્યા. તેમના હાથમાં એક લોહીવાળો ડગલો હતો. તે તેઓએ યાકૂબને બતાવ્યો અને બોલ્યા કે અમને એ જડ્યો છે. એ તમારા છોકરાનો ડગલો છે કે નહિ તમને શું લાગેછે?

યાકૂબે તે ડગલો ઓળખ્યો ને બોલ્યો કે એ મારા છોકરાનો છે. સિંહે અથવા વરૂએ તેને ફાડી ખાધો છે!

યાકૂબ પોતાના લાડકા છોકરાને માટે કેટલું રડ્યો! તેણે તેને તેના ભાઈઓને જોવાને એકલો મોકલ્યો તેથી તે કેટલો

દલગીર થયો! યાકૂબને તેના પાપી છોકરાઓ દિલાસો આપવાનું કરતા હતા ને કહેતા કે બાપા એટલું બધું રડો નહિ. પણ યાકૂબ તે કંઈ સાંભળે નહિ.

તે બોલ્યો કે ના, હું મરીજઈશ એટલે હું યુસફ પાસે જઈશ; કેમકે હવે મને કંઈ વધારે સુખ થવાનું નથી.

એ બીચારા ડોસાએ જાણ્યું કે મારા વ્હાલા છોકરાને સિંહ કે વરૂ ફાડી ખાઈ ગયા તે વખતે તેનો ઉદાસ ચેહેરો, તેના ધોળા વાળ અને તે લાકડીનો ટેકો દઈ ઉભેલો હતો તે બધું જોતાં કેટલી બધી દલગીરી પેદા થાય! તેના ન્હાના બેન્યામીનથી તેને જરા સુખ હતું. યાકૂબ તેને બાહાર કદી જવા દે નહિ. અને તેના બીજા છોકરા કેટલા પાપી હતા તે તે જાણતો હતો નહિ તો પણ તેઓને તે બેન્યામીનને સોંપે નહિ. એ ભાઈઓ પેહેલાં યુસફની અદેખાઈ કરતા હતા. પછી તેઓએ તેને વેચ્યો, અને પછી પોતાનું પાપ છાનું રાખવાને જુઠું બોલ્યા.

છોકરાઓ કેટલીક વખત જુઠું બોલી પોતાના વાંક છાના રાખવાનું કરેછે, પણ તેથી તેઓ દેવને પેહેલાં કરતાં વધારે ગુસ્સે કરેછે. વ્હાલાં છોકરાંઓ, યાદ રાખો કે દેવ તમને હમેશાં જુએછે; અને તે જુઠાને ધિક્કારેછે અને પોતાની પાસે તેઓને સુખમાં રહેવા દેશે નહિ.

---

## પાઠ ૧૩.

### યુસફ અથવા કેદી.

ઉત્પત્તિ. અ: ૩૯.

જે માણસોએ યુસફને વેચાતો લીધો હતો તેઓ તેને એક ઘણા દૂર દેશમાં લઈ ગયા હતા. તે દેશનું નામ મિસર હતું.

તેઓ મિસરમાં ગયા ત્યારે તેઓએ તેને એક ઘોડા કે ગાયની માફક તેને વેચવાનું કીધું. આપણા દેશમાં કોઈ માણસને વેચતું નથી. કેટલાક દેશમાં માણસો વેચાયછે અને તેમને ગુલામ કહેછે. તેઓને તેમના ધણી માર મારેછે અને તેમની પાસે સકત મેહેનત કરાવેછે. પણ તેમની મેહેનતના બદલામાં એક દમડી પણ તેમને આપતા નથી.

બિચારા યુસફને એક ગુલામ માફક વેચ્યો હતો. તેને કોઈ દયાળુ માણસે લીધો એવી શું તમે આશા નથી રાખતા? તેને જે માણસે વેચાતો લીધો હતો તે ઘણો દયાળુ હતો. તે માણસ ઘણો પૈસાદાર હતો. તે રાજાને ઓળખતો હતો. તેણે યુસફને ગુલામ કરી રાખ્યો. તેનું નામ પોતિફર હતું. તે યુસફને પોતાને ઘેર તેડી લઈ ગયો. તેણે તેને ખેતરમાં મજુરી કરવાને મોકલ્યો નહિ, પણ તેને ઘરમાંજ કામકાજ કરવાને રાખ્યો. તેથી યુસફને સકત મજુરી કરવાની ન હતી.

યુસફે સારા ચાકર કહેવડાવવાની કોશિશ કીધી. તેને પોતાના બાપ પાસે જવાનું ઘણું મન હતું તો પણ તે પોતાનો વખત મ્હો ચઢાવવામાં કે ખિજવાવામાં કાઢતો ન હતો, પણ પોતાના શેઠને ખુશ કરવાને મેહેનત કરતો હતો. જ્યારે તેનો શેઠ તેને કંઈ કરવાનું કેહેતો ત્યારે તે એટલી સારી રીતે કરતો કે તેનો શેઠ તેના પર બહુ ખુશ થતો. દેવની મદદથી યુસફ પોતાનું કામ એટલું બધું સારૂં કરતો હતો. યુસફનો શેઠ જાણતો હતો કે તે પોતાનું કામ આટલી બધી સારી રીતે કરેછે તે દેવની મદદથી. હું ધારૂંછું કે યુસફે તેને એ વાત કરી હશે. કેમકે તેનો શેઠ ખરા દેવને ઓળખતો નહિ હતો. પણ તે તો મૂર્તિની પૂજા કરતો હતો.

તેના શેઠને તે દરરોજ વધારે વધારે ગમતો ગયો તે એટલે સુધી કે તેણે તેને કહ્યું કે મને તારા પર એટલો બધો ભરોસો છે, કે હું બહાર જઈશ ત્યારે બીજા બધા ચાકરો તારા હવાલામાં આપી જઈશ. ઘર, વાડી, ખેતર અને બધી જણસની તારે સંભાળ રાખવી, કેમકે મને તારો ભરોસો છે.

એ પ્રમાણે યુસફના હવાલામાં બધી વસ્તુ હતી અને તેનું કહ્યું બીજા બધા ચાકર માનતા. તેનો શેઠ બહાર જતો ત્યારે તે મરજીમાં આવે તે કરતો. પણ જાણે તેનો શેઠ તપાસ રાખતો હોય તે પ્રમાણે યુસફ તે વેળા ચાલતો. કારણ કે તેને માલમ હતું કે દેવ મને સદા જુએછે. કોઈ છોકરાં એવાં હોયછે કે જ્યારે તેઓ જાણેછે કે માબાપ પાસેછે ત્યારે તેઓ સારૂં કરેછે, પણ જ્યારે જાણ્યું કે માબાપ પાસે નથી ત્યારે તરત તેઓ ખોટું કરવા માંડેછે. એવાં છોકરાં દેવથી ડરતાં નથી.

યુસફના હવાલામાં સારી સારી ખાવાની વસ્તુઓ, અને સારાં સારાં લુગડાં હતાં. તો પણ તે તેમાંથી તેના શેઠે કહેલું તેટલુંજ લેતો. તે હમેશાં કામકાજમાં રોકાએલો રહેતો. કોઈ વખત ઘરના કામમાં અને કોઈ વખત ખેતરના કામમાં. દેવની મેહેરબાનીથી ખેતરમાં અનાજ વગેરે સારૂં પાકતું અને ઘરનું કામકાજ સારી પેઠે ચાલતું. પોતિફર જાતે કંઈ મેહેનત કરતો નહિ, કેમકે તેણે જાણ્યું કે યુસફ બધો બંધોબસ્ત રાખી શકેછે.

એ પ્રમાણે યુસફની પાસે જે જોઈએ તે હતું. પણ તે પોતાના બાપ અને ન્હાના ભાઈ બેન્યામીનને ભૂલી ગયો નહિ. તેની મા રાહેલ વિશે પૂછો તો તે તો તમે જાણોછો કે ઘણા દહાડા પેહેલાં ગુજરી ગઈ હતી.

હવે યુસફની કેવી દલગીરી ભરેલી અવસ્થા થઈ તે તમે સાંભળશો.

પોતિફરની વહુ હતી તે ઘણી પાપી હતી. યુસફને ઘરમાંથી કાઢી મૂકવાને તેને મરજી થઈ. કારણ કે તેની ખરાબ ચાલ યુસફને માલમ પડી આવી હતી. તેથી તેનું મ્હો જોવાને તે ચાહાતી ન હતી.

એ પાપી બાયડીએ પોતિફરને કહ્યું કે તમારા ગુલામ યુસફને તમે ભલો ધારોછો, પણ તે તો ઘણો પાપી છે અને તમે બાહાર જાઓછો ત્યારે તે ખરાબ રીતે ચાલેછે. તેણે કહ્યું હતું કે યુસફે ખરાબ કામ કર્યાં છે તે કામ પછી તેણે પોતિફરને કહી બતલાવ્યાં.

પોતિફર એટલો બધો મૂરખ હતો કે તેનું કહ્યું તેણે માન્યું. તેને ઘણો ગુસ્સો ચડ્યો ને તે બોલ્યો કે યુસફ કેદમાં જશે.

તેથી કેટલાક માણસો યુસફને પકડીને પોતિફરના ઘરમાંજ કેદખાનું હતું તેમાં લાવ્યા.

મારા વ્હાલાં છોકરાં, તમે કદી કેદખાનામાં ગયા હતા? તે એક અંધારી જગો હોયછે. તેમાં ઘણી ન્હાની ન્હાની બારીઓ હોયછે. અને બારી બારણા આગળ લોઢાના ગજ તથા આગળા હોયછે.

યુસફને કેદખાનામાં ઘાલ્યો હતો. તેને પગે ભારે બેડીઓ ઘાલી હતી તેથી તેના પગ છોલાઈ ગયા હતા.

તે કેદખાનામાં ઘણાં માણસો હતાં. તેમાનાં ઘણાંએ નઠારાં કામો કર્યાં હતાં. પણ યુસફે કંઈ તેવું કર્યું ન હતું.

યુસફ પર દેવનું હેત હજુ સુધી હતું તેને કેદખાના પણ સુખ આપી શકે.

ત્યાં એક માણસ હતો. તેની પાસે કેદખાનાની કુંચી રેહેતી હતી અને કેદીઓની તે સંભાળ રાખતો હતો. તે કેદખાનાનો રખેવાળ કહેવાતો હતો. કેટલાક રખેવાળો ઘણા દયા વગરના હોયછે. પણ દેવે યુસફના ઉપર મેહેરબાની રાખવાને એ રખેવાળને પ્રેરણા કીધી હતી.

યુસફનો ચેહેરો ઘણો સુંદર હતો. તે રખેવાળ સાથે સારી રીતે ચાલતો અને તે જે કહેતો તે કરતો.

એમ કરતાં કરતાં એક દહાડો તે રખેવાળે યુસફના પગેથી બેડી કાઢી લીધી અને તેને કેદખાનામાં આમતેમ ફરવા હરવાને અને કેદીઓની સંભાળ રાખવાને રજા આપી. તે રખેવાળને માલમ પડ્યું કે, યુસફ ભરોસો કરવા લાયક છે અને બંદોબસ્ત સારો રાખેછે. યુસફ બધું કામ સારી રીતે કરતો હતો તે દેવની મેહેરબાનીથી. કેમકે દેવનો પ્રેમ તેના ઉપર હતો અને તેને સુખ આપવાને હમેશાં તેની તપાસ રાખ્યા કરતો હતો.

યુસફને આશા હતી કે દેવ મને કોઈ દહાડો કેદખાનામાંથી બહાર નિકળવા દેશે.

---

## પાઠ ૧૪.

### યુસફ :—બુટલેર અને ભડીઆરો.

(ઉત્પત્તિ. અ: ૪૦.)

તમને યાદ તો હશે કે કેદખાનું પોતિફરના ઘરમાં હતું. એક દિવસ પોતિફર બે માણસને યુસફ પાસે લઈ આવ્યો અને તેને કહ્યું કે તારે તપાસ રાખવી કે આ માણસો બંદીખાનામાંથી બહાર નીકળી જાય નહિ. તારા હવાલામાં હું એમને આપું છું. એ ઉપરથી તમને માલમ પડશે, કે યુસફ પોતિફરની

નજરમાં ભરોસાદાર માણસ હતો. કદાચ તેને એમ પણ માલમ પડયું હશે કે આગળ મેં એક દહાડો વિચાર કરેલો તેવો યુસફ ખરાબ નથી. તો પણ હજુ તેણે યુસફને બંદીખાનામાંથી બહાર કાઢયો નહિ.

પોતિફરે યુસફ પાસે જે બે માણસોને આણ્યા હતા તે કોણ હતા તે હું તમને કહુંછું. તેઓ મિસરના રાજાના ચાકર હતા. મિસરના રાજાના ખાસ ચાકર ઘણા હતા. તેનો એક ચાકર પ્યાલામાં દરાખનો રસ લાવી તેને પીવા આપતો, તેને બુટલેર કરીને કહેતા હતા. બીજો માણસ રસોઈની કેટલીક ચીજો ભુંજતો હતો અને પછી રાજા પાસે લઈ જતો હતો. તેને ભઠીઆરો કરીને કહેતા હતા.

તે બુટલેરે અને ભઠીઆરાએ બન્નેએ રાજાનો અપરાધ કર્યો હતો. તેઓએ શું કીધું હતું તે મને માલમ નથી, પણ તેમના પર રાજા એટલો બધો ગુસ્સે હતો કે તેણે એવું કહ્યું જે એમને કેદ કરવા જોઈએ.

તેથી રાજાએ મોટા સરદાર પોતિફરને કહ્યું કે એ માણસોને કેદમાં નાખો.

પછી પોતિફર તેમને યુસફ પાસે લઈ આવ્યો અને તેને કહ્યું કે એમની સંભાળ રાખવી. યુસફે તેમને એક ઓરડામાં સાથે ગોંધ્યા અને પછી તેમને દરરોજ ખાવા પીવાનું આપતો અને તેમની ઘણી બરદાસ્ત કરતો.

એક દહાડો સવારે યુસફ તેમને મળવા ગયો, ત્યારે તેણે જાણ્યું કે એ બન્ને ખરેખર કંઈ ઉદાસ જણાયછે. તેથી તેણે તેમને પૂછ્યું કે આટલા બધા ઉદાસ કેમ જણાઓછો?

ત્યારે તેઓ બોલ્યા કે, આજે રાતે અમને અકેકું સ્વપ્નું

આવ્યું, અને અમે ધારિયે છિયે કે તેમાં કંઈ અર્થ રહેલો છે. પણ અમારાથી તેનો અર્થ સમજાતો નથી. અને તેનો અર્થ કહે એવું આ બંદીખાનામાં પણ કોઈ નથી.

ત્યારે યુસફ બોલ્યો કે મારો દેવ બધું જાણેછે. તે મને એનો અર્થ કહેશે. ફકત તમે તમારાં સ્વપ્નાં મને કહો.

પેલા બુટલેરે પેહેલું પોતાનું સ્વપ્નું કહ્યું. તે બોલ્યો કે મેં એક દરાખનો વેલો જોયો. તે વેલામાંથી બીજા ત્રણ ન્હાના વેલા નીકળ્યા હતા, પણ તેને દરાખ લાગેલી ન હતી. હું જોતો હતો તેવામાં ન્હાની ન્હાની કળીઓ મારી નજરે પડી. પછી તેની દરાખ થઈ ગઈ અને તે પાકી. મેં તે દરાખ તોડી તેને છુંદી એક પ્યાલામાં રસ કાઢયો અને હું પેહેલાં કરતો હતો તેમ રાજાને પીવા આપ્યું.

એ પેલા બુટલેરનું સ્વપ્નું હતું અને દેવે તેનો અર્થ યુસફને કહ્યો.

યુસફે તેને કહ્યું કે તમે ત્રણ ડાળીઓ જોઈ. તેનો અર્થ એવો છે કે ત્રણ દિવસમાં તમારૂં કંઈ થશે. રાજા તને બોલાવશે અને પોતાનો બુટલેર કરીને તને પાછો રાખશે.

પેલા ભઠીઆરાએ આવો સારો અર્થ સાંભળીને મનમાં વિચાર કીધો કે મારૂં સ્વપ્નું પણ સારૂં પડશે. તેથી તેણે તે કેહેવા માડયું. ભઠીઆરો બોલ્યો કે મને એવું સ્વપ્નું આવ્યું, કે ત્રણ સફેત ટોપલીઓ અકેક ઉપર ગોઠવી માથે મુકી હું લઈ જતો હતો. તે ટોપલીઓમાં ભૂંજેલું અન્ન હતું અને પક્ષીઓએ આવીને ઉપલી ટોપલીમાંથી અન્ન વીણી લીધું.

ભઠીઆરો એવું ધારતો કે યુસફ એમ કહેશે કે તું ત્રણ દહાડામાં પાછો રાજાનો ભઠીઆરો થશે. પણ એ સ્વપ્નાનો અર્થ દલગીરી ભરેલો હતો.

યુસફ બોલ્યો કે ત્રણ દહાડામાં તમારૂં કંઇ થશે. રાજા તને બોલાવીને એક ઝાડ પર લટકાવશે અને પક્ષીઓ તમને ફોલી ખાશે.

તેથી યુસફના કહેવાથી બુટલેર ખુશ થયો હતો પણ બીચારો ભઠીઆરો ઘણો દલગીર થયો, કેમકે તેણે જાણ્યું કે હું મરી જવાનો.

બુટલેર પાસે યુસફને થોડીક મદદ માગવાની હતી. તે કેવી મદદ હતી તેની અટકળ તમે કરી શકશો. યુસફ બોલ્યો કે તું મિસરના રાજા પાસે જઇને તેને દરાખનો રસ આપે ત્યારે મારે વિશે તું તેને કંઇ કેહેશે? મને કેવી રીતે કેદ કીધો, અને કોઇ છોડી મૂકતું નથી તે તેને કહેજે. હું એક દૂર દેશમાં રહેતો હતો અને ત્યાંથી કોઇ મને ચોરી લાવ્યું. મેં કંઇ એવું પાપ કીધું નથી કે જેથી હું કેદને લાયક થાઉં, તો પણ આ કેદખાનામાં મને કેદ કીધો છે. મને છોડી મૂકવાને રાજાના કાલાવાલા કરજે.

જોયું? યુસફના પાપી ભાઇઓએ તેને વેચ્યો તે તેણે કહ્યું નહિ.

ત્રણ દિવસમાં રાજાએ બુટલેર તથા ભઠીઆરાને તેડી લાવવાને કેટલાંક માણસોને બંદીખાનામાં મોકલ્યાં. તે દિવસે રાજાની જનમગાંઠ હતી, તેથી પોતાના નોકરોને જાફત આપી હતી. તેને બુટલેર તથા ભઠીઆરો યાદ આવ્યા. તે બોલ્યો કે બુટલેરને મારી પાસે પાછો લાવો અને ભઠીઆરાને ફાંસી દો. તેને હું માફ કરવાનો નથી. તેથી હવે બુટલેરે અને ભઠીઆરાએ જાણ્યું કે યુસફે આપણને ખરેખરૂં કહ્યું હતું.

બુટલેર રાજા પાસે ગયો ત્યારે યુસફ તેને યાદ હતો? ના, તે તેને ભૂલી ગયો. મને લાગેછે કે તે તો સારી સારી ખાવા પીવાની વસ્તુઓ, પૈસાટકા અને લુગડાંલત્તાં જોઇને તેના વિચા-

રમાં પડ્યો, અને બંદીખાનાના માંહેના બિચારા યુસફને ભૂલી ગયો. બુટલેર દયા વગરનો હતો અને તેથી પણ ખરાબ કહીએ તો ચાલે; તે નિમકહરામ હતો. યુસફ તેના પર દયા રાખતો હતો, પણ તેની તેને દયા ન હતી. તે માટે હું તેને નિમકહરામ કહુંછું. ઘણાં છોકરાં પોતાનાં માબાપના પાડ ભૂલી જઈ નિમ-કહરામ થાયછે. તેઓ ન્હાનાં હોયછે ત્યારે તેમનાં માબાપ તેમના પર ઘણું હેત રાખેછે. દેવે પોતાનો પુત્ર સઘળા લોકોને માટે મરવા મોકલ્યો, તે દેવનો પાડ સઘળા લોક ભૂલી જઈને નિમકહરામ થાયછે.

બિચારા યુસફે નકામી રાહ જોઈ. બંધીખાનામાંથી તેને છોડવાને કોઈ આવ્યું નહિ. એક દિવસ ગયો, બીજો ગયો. એમ કરતાં કરતાં શિયાળો આવ્યો. તે વિત્યો ને ઊનાળો આવ્યો તોપણ યુસફ તો કેદમાંજ રહ્યો. તો પણ દેવ તેને ભૂલી ગયો નહિ. દેવે આટલી બધી વાર તેની પાસે કેમ રાહ જોવડાવી વારૂ? તેનું કારણ એ હતું કે તે ધિરજવાન થતાં શીખે. વાહાલાં છોકરાં, દેવ તમને ઘણા દહાડા માદાં રાખે તો તે તમને ધિરજવાન કરવાને માટે એમ સમજવું. તમારે મનમાં એવો વિચાર લાવવો કે દેવની મરજીમાં સારૂં આવશે ત્યારે તે મને સારો કરશે. પણ કદાચ તેને બદલે તે મને સ્વર્ગમાં તેડવાનો વિચાર રાખતો હશે.

---

## પાઠ ૧૫.

### યુસફ: અથવા છૂટકારો.

ઉત્પત્તિ. અ: ૪૧,

મેં તમને મિસરના મ્હોટા રાજા વિશે તો કહ્યું છે. યુસફ જે દેશમાં હતો તે દેશનો તે રાજા હતો. તેનું નામ ફારૂન હતું.

તેને ઘણા ચાકરો હતા તે તો મેં તમને કહ્યું છે. તે ગાદી પર બેસતો, અંગે સારાં સારાં કપડાં, ગળે સોનાની કંઠી, હાથમાં વીંટી અને માથે સુનાનો મુગટ પેહેરતો. તે એક સુંદર મેહેલમાં રહેતો અને ઘણા ઘોડાની ચારઠમાં બેસી બાહાર ફરવા નિકળતો. તેની સ્વારી નિકળતી ત્યારે લોક તેને નિચે વળી સલામ કરતા. એક દહાડો રાતે એ મ્હોટા રાજાને બે અજાયબ જેવાં સ્વપ્નાં આવ્યાં. તે સ્વપ્નાં હું તમને કહુંછુ.

તે જાણે એક નદી પાસે ઉભો હતો, એવામાં સાત જાડી ગાયો નદિમાંથી નિકળી પાસે ઘાસ ઉગ્યું હતું તે ચરવા મંડી ગઈ. આ તો સુંદર દેખાવ હતો. પણ થોડી વાર પછી તેણે ઘણી લેવાઈ ગએલી અને કોઈ દહાડો જોએલી નહિ એવી બદ સિકલ સાત ગાયો નદિમાંથી નીકળતી જોઈ. અને તે ગાયો પેલી સાત જાડી ગાયોને ખાઈ ગઈ. પાતળી ગાયો જાડી ગાયોને ખાઈ ગઈ તો પણ તેઓ આગળના જેવીજ લેવાઈ ગએલી દેખાઈ. એટલું થયા પછી રાજા જાગી ઉઠયો.

પણ તે તરત પાછો ઉંઘી ગયો. તેને બીજું એવું સ્વપ્નું આવ્યું કે તેણે એક અનાજનો છોડ જોયો. તે છોડને સાત સારાં કણસલાં આવ્યાં હતાં. તે જોતો હતો એવામાં તેની નજરે એક બીજો છોડ પડ્યો. તે પર ઘણાં ખરાબ સાત કણસલાં હતાં એ ખરાબ કણસલાં પેલાં સાત સારાં કણસલાંને ખાઈ ગયાં.

ફારૂનનાં આ બે સ્વપ્નાં હતાં. તેને એ ઘણાં અચંબા ભરેલાં લાગ્યાં અને એના અર્થ જાણવાની તેને મરજી થઈ. બીજે દહાડે સવારે તેણે પોતાના ચાકરોને કહ્યું કે સ્વપ્નાંનો અર્થ કહી શકે એવા કેટલાક માણસોને લાવો. ગ્યાનીનું ડોળ લઈ ઘણા

માણસો આવ્યા, પણ તેઓ રાજાને તેના સ્વપ્નાના અર્થ કહી શક્યા નહિ. રાજા ઘણો બેચેન હતો પણ તે શું કરે?

આખરે પેલા બુટલેરને યુસફની વાત યાદ આવી. તેને ઘણા દહાડા સુધી તેનો કંઈ વિચાર આવ્યોજ નહિ તેથી હવે તે ઘણો દલગીર થયો. તેણે રાજાને કહ્યું કે આજે મને મારી ભૂલ યાદ આવેછે. રાજા સાહેબ, આપ જાણોછો કે એક દિવસ આપ મારા ઉપર અને આપના ભઠીઆરા પર ગુસ્સે થયા હતા, અને તેથી આપે અમને પોતિફર સરદારના ઘરમાહેના બંદીખાનામાં કેદ કીધા હતા. અમે કેદમાં હતા ત્યારે ભઠીઆરાને અને મને અકેકું સ્વપ્નું આવ્યું હતું. ત્યાં એક છોકરો ચાકર હતો તેણે અમને તેના અર્થ કહ્યા હતા. તેણે એવું કહ્યું હતું કે ભઠીઆરાને ઝાડ પર ટાંગશે, અને તને કેદખાનામાંથી છોડશે. અને તે પ્રમાણે થયું. તે છોકરાના કહ્યા પ્રમાણે આપે ભઠીઆરાને ટાંગ્યો, અને મને બોલાવીને મારી જગોએ પાછો રાખ્યો. ત્યારે ફારૂને પોતાના ચાકરોને કહ્યું તે માણસને કેદખાનામાંથી કાઢી લાવો.

તેથી ચાકરોએ કેદખાનામાં આવીને રખેવાળને કહ્યું કે અમે યુસફને તેડવા આવ્યા છિયે. રાજા સાહેબે તેને કંઈ કહેવું છે.

આ સાંભળી યુસફ ખુશી થયો હશે. તેણે જાણ્યું કે દેવે મારી પ્રાર્થના સાંભળી. યુસફે ઘણાં ખરાબ કપડાં પહેર્યાં હતાં, એવાં કે તે પહેરી રાજા પાસે જવાય નહિ. તેથી ચાકરોએ તેને સારાં કપડાં પહેરવાનાં આપી રાજા પાસે લઈ ગયા.

ઘણી લાંબી મુદત થયાં યુસફે મીઠી હવા ખાધી ન હતી અને લીલાં ખેતરો જોયાં ન હતાં. તેથી હું ધારૂંછું કે તે માંદો અને ફીકો જણાયો હશે.

તે રાજાના સુંદર મેહેલમાં આવીને તેની સામે ઉભો રહ્યો. રાજાએ તેને કહ્યું કે મેં એવું સાંભળ્યું છે કે તમે સ્વપ્નાના અર્થ કહી શકોછો.

યુસફ બોલ્યો કે તે હું જાતે કહી શકતો નથી, પણ મારો દેવ કહેછે. હું જાણુંછું કે તે તમારાં સ્વપ્નાંના અર્થ કહેશે. પછી ફારૂને સાત ગાય અને સાત કણસલાં વિશેનાં પોતાનાં બે સ્વપ્નાં યુસફને કહ્યાં.

તે બોલી રહ્યો ત્યારે યુસફે જવાબ આપ્યો કે આપનાં બન્ને સ્વપ્નાંનો અર્થ એકજ છે. આ પ્રમાણે થશે. આવતાં સાત વરસમાં ખેતરોમાં પુષ્કળ અનાજ પાકશે. પણ ત્યાર પછી સાત વરસ સુધી ભાગ્યેજ ખેતરોમાં કંઈ થશે. સાત જાડી ગાયો એટલે જે સાત વરસોમાં પુષ્કળ અનાજ પાકશે તે સાત વરસો. અને સાત લેવાઈ ગએલી ગાયોનો અર્થ એવો છે કે જે વરસોમાં કંઈજ અનાજ પાકશે નહિ તે સાત વરસો. શું થવાનું છે તે આપ જાણો તેને માટે દેવે એ સ્વપ્નાં આપને આપ્યાં છે.

હવે રાજા શું કરે? પેહેલાં પુષ્કળ અનાજ પાકશે અને ત્યાર પછી ભાગ્યેજ કંઈ પાક થશે. વ્હાલાં છોકરાં, શું કરવું તે વિશે તમે રાજાને સલાહ આપી શકશો? યુસફે તેને કંઈ સલાહ આપી. તેણે રાજાને કહ્યું કે ઘણું અનાજ પાકે ત્યારે થોડુંએક સંઘરી રાખો કે જ્યારે કંઈજ પાકે નહિ ત્યારે તમને કંઈક મળે. તમારે એક એવો ડાહ્યો માણસ શોધી કાઢવો કે જે અનાજ ફાજલ પાડી મ્હોટા મ્હોટા કોઠાર ભરી મૂકે. એ પ્રમાણે નહિ થશે તો ખેતરોમાં કંઈ અનાજ પાકશે નહિ ત્યારે લોકો મરી જશે.

યુસફે ફારૂનનાં સ્વપ્નાંનો અર્થ કહ્યો તેથી તે તેના પર બહુ રાજી થયો. યુસફનું કહેવું તેણે તથા તેના નોકરોએ માન્યું. ફારૂન રાજાએ પોતાના નોકરોને કહ્યું કે યુસફના જેવો ડાહ્યો માણસ મને ક્યાં મળશે ? તે અનાજ સંઘરી રાખશે.

પછી ફારૂને યુસફને કહ્યું કે તું એટલો બધો ડાહ્યો છે માટે દેશના લોકોમાં બંદોબસ્ત રાખવામાં તારે મને મદદ કરવી પડશે. દરેક માણસ જેમ મારો હુકમ માનેછે તેમ તારો માનશે અને તું મારાથીજ ઉતરતો એક મ્હોટો માણસ થશે.

પછી ફારૂને પોતાના હાથમાંથી વીંટી કાઢી યુસફના હાથમાં ઘાલી. તેણે તેને પોતાના જેવાં સુંદર કપડાં પહેરવા આપ્યાં અને એક સુનાની કંઠી ઘાલવા આપી. તેણે તેને એક સુંદર ચારઠ બેસી ફરવાને આપી અને લોકોને એવો હુકમ કીધો કે જ્યારે તમને એ મળે ત્યારે સલામ કરવી.

એ પ્રમાણે યુસફ એક મ્હોટો અમીર થઈ ગયો. પણ તે આળસુ થઈ બેસી રહ્યો નહિ. તે પોતાની ચારઠમાં બેસી અનાજ ખરીદ કરવાને આખા દેશમાં ફરતો. તે ઠામેઠામ કોઠાર બંધાવતો અને તેમાં અનાજ ભરાવતો. એ પ્રમાણે તેણે સાત વરસ સુધી કીધું. તેણે પોતાનો વખત ખાવાપીવામાં કાઢયો નહિ, પણ હમેશાં લોકોનું તે ભલું કરતો હતો.

તે કેદખાનામાંથી છૂટયો તેથી ઘણો ખુશ હતો અને તે માટે તેણે દેવનો ઘણો આભાર માન્યો. તેને સારાં સારાં કપડાં પેહેર-વાનાં મળ્યાંથી તે સુખી નહિ હતો, પણ અનાજ સંઘરી લોકોનું જેમ ભલું થાય તેમ તે રાજી હતો. તે એક બૈરી પરણ્યો ને તેને બે છોકરા થયા. તો પણ હજી તેને પોતાનો વ્હાલો બાપ યાદ હતો અને તેને એવી આશા હતી કે એક દહાડો

તેને પાછો મળ્યું. તેને પોતાનો ન્હાનો ભાઈ બેન્યામીન પણ યાદ હતો અને એવી આશા રાખતો કે તેને તેના ભાઈઓએ મારીનાખ્યો નહિ હોય અથવા ખાડામાં ફેંકી દીધો નહિ હોય તો સારૂં, અને તેઓ તેના પાપી કામને માટે દલગીર થયા હશે. તે પોતાના ભાઈઓ ઉપર ગુસ્સે ન હતો. યુસફે જાણ્યું કે દેવની મરજીથી તેઓએ મને ગુલામ તરીકે વેચ્યો અને હું મિસરમાં આવી અનાજ સંઘરી રાખું એ માટે દેવે તેમને એવું કામ કરવા દીધું.

દેવની મરજીથી બધું બનેછે અને તે જે કરેછે તેનાં તેની પાસે ડાહાપણ ભરેલાં કારણો છે. તેની ઈચ્છાથી જો આપણે માદા પડીએ તો તેમાં પણ કંઈ સારૂં કારણ રહેલું હોયછે. દેવ આપણને માદા કેમ પાડે અથવા આપણને ઈજા કરવાને અથવા આપણો માલ ચોરી જવાને પાપી માણસને કેમ રજા આપેછે તે આપણે કોઈ દહાડો જાણશું.

દેવે પાપી માણસો પાસે પ્રભુ ઈસુને કેમ મારીનખાવ્યો તે તો તમને માલમ છે. તેનું કારણ એ હતું કે આપણે માટે તે મરે અને નરકમાંથી આપણો ઉદ્ધાર કરે.

---

## પાઠ ૧૬.

### યુસફઃ અથવા મિસરનો અમીર.

ઉત્પત્તિ. અઃ ૪૨.

વ્હાલાં છોકરાંઓ, યુસફ લગભગ રાજા જેવો મ્હોટો શી રીતે થયો તે તો તમે સાંભળ્યું છે. બીજે ત્રીજે અને રાજાને સ્વપ્નું આવ્યા પછી સાત વરસ સુધી ખેતરોમાં ઘણું અનાજ પાક્યું. પણ ત્યાર પછી કંઈ અનાજ પાક્યું નહિ. ગરીબ લો-

કોએ ફારૂન રાજાને આવીને કહ્યું કે અમારી પાસે કંઈ ખાવાનું નથી અને તેથી અમ મરીજવાના. ત્યારે ફારૂને તેઓને કહ્યું કે યુસફ પાસે જાઓ તે તમને કંઈ આપશે. તેથી તેઓ યુસફ પાસે ગયા. તેણે અનાજના મ્હોટા મ્હોટા કોઠારો ઉઘાડ્યા અને લોકોને અનાજ વેચાતું આપ્યું. તેઓ પૈસા તથા મ્હોટા મ્હોટા કોથળા લઈને આવ્યા હતા. યુસફે પૈસા લઈને કોથળા અનાજે ભરી આપ્યા. અનાજ ખરીદ કરવા ઘણા લોકો આવ્યા. કેટલાક તો ઘણે દૂરથી આવ્યા હતા. પણ યુસફ પાસે તે બધાને ચાલે એટલું અનાજ હતું.

જે લોકો આવ્યા હતા તેમાં દસ માણસ ઘણે દૂરથી આવ્યા હતા. તે દરેકની પાસે કેટલાંક ગધેડાં હતાં અને દરેક ગધેડા પર અકેકી ગુણ હતી. તેઓ પૈસા પણ લાવ્યા હતા. તે માણસો કોણ હતા? તે વિશે તમે શું ધારોછો? તે યુસફના ભાઈઓ હતા. યુસફે તેમને વીસ વરસ થયાં જોયા ન હતા, તો પણ તેણે તેમને જોઈને તરત ઓળખ્યા. જે ભાઈઓએ તેને વીસ રૂપીઆ લઈને વેચ્યો હતો તે ઘાતકી ભાઈઓને તેણે ઓળખ્યા. તેની નજરમાં આવત તો તે તેમને સજા કરી શકતો તથા તે તેમને મારી નાખવાને પોતાના ચાકરોને કહી શકતો. યુસફ પોતાના ભાઈઓને સજા કરશે કે તેમના પર દયા લાવશે તે વિશે તમને શું લાગેછે? તે તેમની સાથે કેવી રીતે ચાલ્યો તે તમે હવે સાંભળશો.

પેલા ભાઈઓએ ધાર્યું કે યુસફ એક મ્હોટો અમીર છે, અને તેઓએ તેને કોઈ દહાડો જોયો હોય એમ તેઓએ કંઈ જાણ્યું નહિ. કેમકે તે સારાં સારાં કપડાં પેહેરતો હતો, તે મ્હોટો થયો હતો અને રાજાએ તેનું બીજું નામ પાડ્યું હતું.

તેથી જ્યારે પેલા દસ ભાઈઓએ તેને જોયો ત્યારે તેઓ નીચે વળીને તેને નમ્યા. ત્યારે પોતાની પુળીને પોતાના ભાઈઓની પુળી નમી હતી તે સ્વપ્નું યુસફને યાદ આવ્યું. તેણે જાણ્યું કે દૈવે એ સ્વપ્નું ખરૂં પાડ્યું.

યુસફ પોતાના ભાઈઓને તેમના ગુન્હા માફ કરવાને તૈયાર હતો. પણ તેઓ પોતાના પાપી કામને માટે દલગીર છે કે નહિ અને પોતાના બાપ તથા ન્હાના બેન્યામીન ઉપર હેત રાખેછે કે નહિ, તે જાણવાને પ્રથમ તેને મન થયું. તેથી તેણે તેમને કહ્યું નહિ કે હું તમારો ભાઈ છું. વળી પોતે દયા વિનાનો હોય એવું તેણે બતાવ્યું. તેણે તેમની સાથે ખીજવાઈને વાત કીધી, ને પૂછ્યું કે તમે ક્યાંથી આવ્યા ?

તેઓએ જવાબ દીધો કે કનાન દેશમાંથી અનાજ ખરીદ કરવાને અમે આવ્યા છીએ.

પણ યુસફે તેમને કહ્યું કે તમે સાચું બોલોછો એમ હું માનતો નથી. આ કેવો ખરાબ દેશ છે અને એમાં કંઈ અનાજ પાકતું નથી તે જોવાને તમે આવ્યા છો. કોઈ રાજાને લશ્કર લઈને અમારી સાથે લડવા લાવવાનો તમારો ઇરાદો હશે.

યુસફના ભાઈઓ બોલ્યા કે નારે સાહેબ, અમે એવી મતલબથી આવ્યા નથી. અમે દસ ગરીબ ભાઈઓ છિયે અને અમે અનાજ ખરીદ કરવાને આવ્યા છિયે.

પણ યુસફે તેમને કહ્યું કે, તમારૂં બોલવું હું માનતો નથી.

તેના ભાઈઓએ જવાબ દીધો, કે અમે બધા ભાઈઓ છિયે. પેહેલાં અમે બાર ભાઈઓ હતા. પણ એક મરીગયો છે, અને સૌથી ન્હાનો ભાઈ અમારો બાપ ઘણો ઘરડો છે તેની સાથે છે. તેઓએ પોતાની વાત યુસફ પાસે મનાવવાને

ઘણુંએ કીધું, પણ યુસફે કંઈ માન્યા જેવું કર્યું નહિ. એટલા તે જાણી જોઈને તેમનું કહેવું માનતો ન હોય એવું દેખાડયું.

આખરે યુસફ બોલ્યો કે તમારા ન્હાના ભાઈને મારે જોવા જોઈએ. હું તમારામાંના એક જણને તમારા ન્હાના ભાઈને તેડવા મોકલીશ. અને તે તેને લઈને આવશે ત્યાં સુધી બાકી-નાને કેદ કરીશ.

આ સાંભળીને પેલા ઘણા બિહીધા. કેમકે તેમને માલમ હતું કે રએને બેન્યામીનને કોઈ મારીનાખે તે માટે તેને મોક-લવો આપણા બાપાને ગમશે નહિ. તેથી તેમનામાંનો એક પણ એમ બોલ્યો નહિ કે હું જઈને બેન્યામીનને તેડી લાવું.

યુસફે તે બધાને કેદ કીધા અને ત્રણ દહાડા સુધી તેમને સાથે ગોંધી રાખ્યા. તેઓએ દુષ્ટ થઈ યુસફને જે જે દુ:ખ દીધેલું તે બધું તેમને કેદખાનામાં યાદ આવ્યું.

જ્યારે લોકો ગોંધાય છે ત્યારે વિચાર તથા પ્રાર્થના કરવા-ને તેમને વખત મળેછે. વહાલાં છોકરાંઓ, હું એવી આશા રાખુંછું કે તમને સજા થવાથી તમે ગોંધાઈ જશો ત્યારે તમે દેવ-ની પ્રાર્થના કરશો કે અમને ભલાં કર. પેલા ભાઈઓને ઘણી દેહશત લાગી. યુસફ તેમને શું કરશે તે તેઓ જાણતા ન હતા.

આખરે યુસફે તેમને કેદખાનામાં જઈને કહ્યું કે આટલું તમારે કરવું પડશે, ત્યારે તમે જીવશો ; કેમકે હું પ્રભુથી ડરૂંછું.

પ્રભુથી ડરૂંછું એમ યુસફને કહેતો સાંભળી પેલા ભાઈઓ કેટલા ચમક્યા હશે. કારણ કે મિસરના બીજા લોકો મૂર્ત્તિની પૂજા કરતા હતા.

યુસફ બોલ્યો, કે હું તમારામાંના એકનેજ કેદમાં રાખીશ. બીજા બધા તમે અનાજ લઈ ઘેર જાઓ. પણ તમે પાછા

આવો ત્યારે તમારા ન્હાના ભાઈને તેડતા આવજો, નહિ તો હું એમ જાણીશ કે તમે સાચું બોલ્યા નથી. પણ તમે તેને લાવશો તો હું તમારૂં કહેવું માનીશ.

આપણે પાછા જઈશું એ વિચારથી પેલા ભાઈઓ ખુશ થયા, પણ તેમનામાંનો એક જણ કેદમાં રહેવાનો એ સાંભળી તેમને દલગીરી થઈ હતી. યુસફની સાથે તેઓ દુષ્ટતાથી ચાલ્યા હતા તે વાત તેમને યાદ આવી. તેઓ માહોમાહે બોલ્યા કે આપણે યુસફની સાથે એવી ખરાબ રીતે ચાલ્યા તેમાં આપણે મ્હોટું પાપ કીધું.

તેણે આપણા કેટલા કાલાવાલા કર્યા હતા કે મને જીવતો જવા દો ; પણ આપણે તે માન્યું નહિ. અને હવે દેવ તેને માટે આપણને સજા કરેછે.

તેઓ બોલ્યા તે યુસફે સાંભળ્યું. ને તેથી તેની આંખમાં-થી આંશુની ધારા ચાલી. તે માટે રડવાને ઓરડામાં જવાની તેને જરૂર પડી. તેઓને દુઃખી જોવા એ તેને ગમતું નહતું. પણ તે એટલુંજ જાણવા ચાહાતો હતો કે તેઓ બેન્યામીન પર દયા રાખેછે કે નહિ, પોતાના બાપને ચાહેછે કે નહિ, અને તેઓએ જે જે કીધું તેને માટે તેઓ દલગીર છે કે નહિ.

યુસફે પાછા આવીને પેલા ભાઈઓમાંના શિમાઉન નામના એકને પકડચો અને બોલ્યો કે તમે બાકીના તમારા ન્હાના ભાઈને તેડીને આવશો ત્યાં સુધી હું એને કેદમાં રાખીશ. તેથી યુસફે શિમાઉનને દોરડે અથવા સાંકળે બંધાવ્યો. બીજા ભાઈઓ તેની આસપાસ ઉભા હતા.

ત્યારે એક દહાડે બિચારો યુસફ કેવો બાંધ્યો હતો અને ગુલામ દાખલ વેચ્યો હતો તે તેમને યાદ આવ્યું હશે.

શિમાઉન એકલો કેદમાં રહ્યો. તેને ખાત્રી ન હતી કે મારા ભાઈઓ પાછા આવશે અને હું કદી બહાર નિકળીશ.

પેલા ભાઈઓ ઘેર જવા નિકળ્યા તે પેહેલાં યુસફે પોતાના ચાકરોને કહ્યું હતું કે તમે એમની ગુણોમાં અનાજ ભરી આપો, ત્યારે એઓએ તેને માટે જે પૈસા આપેલા છે તે પાછા તેમાં મૂકી દેજો અને રસ્તામાં ખાવાને પણ તેમને કંઈ આપજો. યુસફને એવી મરજી થઈ કે મારા ભાઈઓ પાસે રસ્તાને માટે કંઈ આપવું જોઈએ. ચાકરોએ યુસફના કેહેવા પ્રમાણે કીધું. પણ તે ચાકરોએ શું કીધું તે યુસફના ભાઈઓએ જાણ્યું નહિ.

મિસરમાંથી જતા રહેવાથી અને પોતાનાં બાપ તથા ન્હાનાં ન્હાનાં છોકરાંઓને મળવાથી એ ભાઈઓને કેટલો આનંદ થયો હશે. તેમનાં બાપ તથા ન્હાનાં ન્હાનાં છોકરાં પાસે કંઈ ખાવાનું રહ્યું નહિ હતું.

ઘેર આવીને જે બન્યું હતું તે બધું તેઓએ પોતાના બાપને કહ્યું. તેઓ બોલ્યા કે એક અમીર હતો. તેણે બધા લોકોને અનાજ વેચ્યું. તેણે અમારી સાથે ખીજવાઈને વાત કીધી અને કહ્યું કે તમે અનાજ ખરીદ કરવાને આવ્યા નથી, પણ આ દેશમાં બિચારા ભૂખે મરતા લોક સાથે લડવાને લશ્કર લાવવાના ઇરાદાથી ફક્ત દેશ જોવાને આવ્યા છો. તેણે અમને કહ્યું કે તમે જાસુસ છો. અમે કહ્યું કે અમે જાસુસ નથી, પણ અમે બાર ભાઈઓ હતા. તેમાંનો એક મરી ગયો છે અને બીજો અમારા બાપ પાસે કનાન દેશમાં છે. પણ તે અમીરે અમારૂં માન્યું નહિ અને કહ્યું કે તમારે તમારા ન્હાના ભાઈને તેડી લાવવો જોઈએ. તેણે શિમાઉનને પકડીને કેદ કીધો છે અને કહ્યું છે કે તમે બેન્યામીનને

લઈને પાછા આવશો ત્યાં સુધી હું એને છોડવાનો નથી.

આ બધું સાંભળીને બિચારો યાકૂબ ડોસો ઘણો દલગીર થયો. પછી પેલા ભાઈઓએ અનાજની ગુણો ખોલી તો તેઓએ ઉપરજ પોતે આપેલા પૈસા દીઠા. તેથી તેઓ ઘણા અચંબો પામ્યા. પૈસા જોઈને તેઓ ખુશી થયા નહિ, કેમકે તેમને લાગ્યું કે આપણી ગેરઆબરૂ થાય અને આપણે પાછા મિસરમાં જઈએ ત્યારે આપણને ચોરીની શિક્ષા થાય તે માટે કોઈએ એ પૈસા આપણી ગુણોમાં મૂક્યા છે. તેથી તેઓ ઘણા બીધા.

તેઓ એ પૈસા ચોરી લાવ્યા ન હતા. પણ તેઓ ચોર હતા, કારણ કે તેઓએ પેહેલાં યુસફને ચોરી લઈ જઈને વીસ રૂપીઆ લઈ વેચ્યો હતો. તેઓ ચોર હતા તે દેવને માલમ હતું.

મિસરમાં પાછા જઈ પેલા અમીરને મળવાને તેઓ ઘણાજ ડરતા હતા. તો પણ તેઓએ થોડુંજ અનાજ આણ્યું હતું અને બીજું જોઈતું હતું અને તેઓને માલમ હતું કે આપણે મિસર પાછા જઈશું ત્યાં સુધી બિચારા શિમાઉનને કેદમાં રહેવું પડશે એ માટે જવાને તેઓને ઘણું મન હતું.

તેઓ યાકૂબને કેવી રીતે સમજાવે કે બેન્યામીનને મોકલે. કારણ કે યાકૂબે કહ્યું કે રખેને બેન્યામીનને કંઈ ઈજા થાય માટે તેને હું તમને સોંપવાનો નહિ. તમે મારા બે છોકરા યુસફ તથા શિમાઉન લઈ લીધા છે, અને હું બેન્યામીનને તમારી સાથે મોકલું તો તમે તેને પાછા લાવશો નહિ. જો એને કંઈ માઠું થાય તો હું મારા ઘરડાપણામાં દુ:ખી થઈ મરી જઈશ. બેન્યામીન યાકૂબને એટલો બધો વ્હાલો હતો કે તેને ઘરમાંથી બહાર કાઢવો તે તેને માથું વાઢ્યા જેટલું લાગતું હતું.

તેથી પેલા ભાઈઓને કનાનમાં રહેવાની જરૂર પડી. કારણ કે તેમને માલમ હતું કે બેન્યામીનને લીધા શિવાય મિસર જવું તે નકામું છે. હાલ તેઓ કેટલી મુસીબતમાં હતા! તેઓના પાપને માટે દેવ તેને શિક્ષા કરતો હતો.

---

## પાઠ ૧૭.

### યુસફ: અથવા જાફ્રત.

ઉત્પત્તિ. અ: ૪૩.

પેલા ભાઈઓએ પોતાના ઘરડા બાપને ઘણુંએ સમજાવ્યું કે બેન્યામીનને અમારી સાથે મોકલો, પણ તેણે તે માન્યું નહિ તેથી તેમને કનાનમાં રહેવું પડ્યું. તેઓ અનાજ લાવ્યા હતા તે થોડા દિવસમાં ખાઈ ગયા અને તેમના ખેતરોમાં કંઈ પાક્યું નહિ ત્યારે તેઓ અન્ન વગર શું કરે?

તેઓ કેટલા ભૂખ્યા હતા તે યાકૂબે જાણ્યું. તેણે આખરે કહ્યું કે, પાછા જાઓ અને થોડુંક અનાજ ખરીદ કરી લાવો.

ત્યારે પેલા બોલ્યા કે બેન્યામીનને લીધા શિવાય તો અમારાથી જવાય નહિ, કારણ કે જેણે અમને અનાજ આપ્યું હતું તેણે કહ્યું છે કે તમારા ન્હાના ભાઈને લાવ્યા શિવાય તમે તમારું મ્હો મને નહિ બતલાવશો. તમે બેન્યામીનને અમારી સાથે મોકલો તો અમે જઈએ.

એ સાંભળી યાકૂબ ઘણો દુ:ખી થયો. તે બોલ્યો કે તમે તેને એમ શા માટે કહ્યું કે અમારે એક ભાઈ છે. તે વાત તેને તમે કહી તેમાં તમે ઘણું નિર્દય કામ કીધું.

ત્યારે પેલા ભાઈઓએ જવાબ દીધો, કે તેણે અમને ઘણા સવાલ પૂછ્યા હતા. તેણે અમને પૂછ્યું કે તમારો બાપ

જીવતો છે? તમારે બીજો ભાઈ છે? અમે કંઈ એવું ધારતા હતા કે તે અમારા ન્હાના ભાઈને લઈ આવવાનું કહેશે.

હજી બેન્યામિનને મોકલવાનું યાકૂબને ગમતું ન હતું.

પેલા ભાઈઓમાંનો એક યહુદા નામનો બોલ્યો, કે તમે બેન્યામીનને મોકલો તો તેની ફિકર મને છે. તમારે તેની કંઈ ફિકર રાખવી નહિ. હું તેને તમારી પાસે પાછો લાવવાનું વચન આપુંછું. જો તેને હું પાછો નહિ લાવું તો બધો ઠપકો મારે માથે. કેમકે તમે તેને નહિ મોકલશો તો અમે અને અમારાં ન્હાનાં ન્હાનાં છોકરાં મરી જઈશું.

યાકૂબે જાણ્યું કે હવે વધારે તાણ્યા કરવું તે કંઈ કામનું નથી. કેમકે જો હું તેને નહિ મોકલીશ તો તે બધાને મરવું પડશે અને બેન્યામીન પણ મરી જશે. તેથી તેણે બેન્યામીનને યહુદાને સોંપ્યો.

પણ યાકૂબને એટલી દેહેશત હતી, કે તે માણસની એ લોકોના પર કરડી નજર છે અને વળી તે એમ કહેશે કે તમે પૈસા ચોરી લઈ ગયા. તેથી તેણે પોતાના છોકરાને કહ્યું કે તે માણસને માટે કંઈ ભેટ લઈ જાઓ.

તેઓ શું લઈ જાય? તેઓની વાડીઓ હતી. તેમાં જાત જાતનાં ફળ ફુલ થતાં હતાં.

યાકૂબે તેમને કહ્યું કે, તમારી વાડીમાંથી થોડાંક પસ્તાં, બદામ, કંઈ તેજાનો તથા સુગંધીવાળી ચીજો અને થોડુંક મધ, એટલું સાથે લેતા જજો અને તે માણસને ભેટ દાખલ આપજો. યાકૂબને માલમ હતું કે તે માણસ ઘણો પૈસાદાર છે અને તેને કંઈ જોઈતું નથી, તો પણ તે માણસને ખુશ કરવાના ઈરાદાથી તેણે ભેટ મોકલી.

યાકૂબે કહ્યું કે, જે પૈસા તમારી ગુણોમાં આવ્યા હતા તે પૈસા પણ લેતા જજો. વધારે પૈસા લો કે ઘણું અનાજ આવે, અને બેન્યામીનને તેડીને તે માણસ પાસે જાઓ.

આ કહેતી વખતે યાકૂબનું હૈયું ભરાઈ આવ્યું.

પછી તેણે દેવની પ્રાર્થના કીધી, કે દેવ તે માણસ આગળ તમારા પર દયા કરે અને શિમાઉનને તથા બેન્યામીનને ઘેર મોકલે.

એટલી પ્રાર્થના યાકૂબે કીધી.

તે બોલ્યો કે જો હવે મારા છોકરા ગયા તો ગયા.

યાકૂબે પોતાના વ્હાલા બેન્યામીનને વળાવ્યો ત્યારે જે દિવસે તેણે પોતાના છોકરા યુસફને તેના ભાઈઓને શોધવાને માટે મોકલ્યો હતો તે દિવસે તે પોતાનો સુંદર ડગલો પહેરીને તેનાથી કેવો છૂટો પડ્યો હતો અને તે પાછો આવ્યો નહિ તે સઘળો વિચાર તેના મનમાં આવ્યો.

યાકૂબને એટલી દેહેશત હતી કે ફરીથી બેન્યામીનનું મ્હો મારાથી જોવાશે નહિ.

પેલા ભાઈઓએ સુંદર ભેટ લીધી તથા દરેકે થોડા થોડા પૈસા લીધા. તેઓએ પોતાના ગધેડા અને ખાલી ગુણો પણ સાથે રાખી હતી. યહુદા બેન્યામીનની સંભાળ રાખતો.

પછી તેઓ પોતાના ઘરડા બાપ તથા બૈરાં છોકરાંની રજા લઈને નિકળ્યા.

તે દિવસે તેઓ ઘણા દલગીર હતા. તેઓ ડરતા હતા. તેઓનાં મનમાં એટલી દેહેશત હતી કે આપણે મિસર જઈશું ત્યારે આપણને ચોર ગણશે. ચાલતાં ચાલતાં તેઓ મિસર પોહોંચ્યા. યુસફ જ્યાં અનાજ વેચતો હતો ત્યાં તેઓ ગયા.

યુસફે તેમને દીઠા. બેન્યામીન તેમની સાથે છે કે નહિ તે જાણવાને તેણે તેમના તરફ જોયું. તેને જોઈને તે કેટલો ખૂશ થયો હશે.

યુસફે બેન્યામીનને છેલી વખત જોયો હતો ત્યારે તો તે ઘણો ન્હાનો હતો. તો પણ યુસફે તેને ઓળખ્યો.

તેણે પોતાના ભાઈઓને જોયા કે તરતજ પોતાના ઘરના કારભારીને બોલાવીને કહ્યું કે પેલા માણસોને આપણે ઘેર તેડી જાઓ અને સારી રસોઈ તૈયાર કરાવો, કેમકે તેઓ આજ મારી સાથે બેસીને જમશે.

યુસફે પોતાના ચાકરને કહ્યું તે પેલા ભાઈઓએ સાંભળ્યું નહિ. પેલા ચાકરે તેમની પાસે જઈને તેમને કહ્યું કે મારી સાથે ચાલો. તેથી તેઓ ગયા. ચાકર તેમને યુસફના પોતીકા મેહેલમાં તેડી ગયો. હજુ તેઓ ખૂશ નહિ હતા, પણ ઘણા બીધેલા હતા.

તેઓ માહોમાહે બોલ્યા કે આપણને કેદ કરવાના અને આપણને કેદખાનામાં સખત મજુરી કરવી પડશે; આપણાં ગધેડાં તે લેઈ લેશે.

તેમના મનમાં પોતાના ગરીબ બાપનો વિચાર આવ્યો કે હવે તે શું કરશે.

તેઓ ઘરના બારણા આગળ પોહોંચ્યા ત્યારે તેઓએ ચાકર પાસે જઈને તેને કહ્યું કે, અરે સાહેબ, થોડું અનાજ ખરીદ કરવાને અહિં અમે પહેલાં આવ્યા હતા અને અનાજ માટે અમે પૈસા આપ્યા હતા. પણ અમે ઘેર જઈને અમારી ગુણો ખોલી ત્યારે અમે તે પૈસા તેમાં દીઠા; તે અમે પાછા લાવ્યા છિયે, અને વધારે અનાજ ખરીદ કરવાને અમે

વધારે પૈસા લાવ્યા છિયે. અમારી ગુણોમાં તે પૈસા કોણે મૂક્યા તે અમે જાણતા નથી.

પેલા ભાઈઓએ પૈસા પાછા આણ્યા તે વાજબી હતું. પણ પહેલાં, તેઓએ યુસફને વેચીને પૈસા ચોરયા હતા. હાલ તેઓ સાચું બોલતા હતા, પણ અગાઉ તો જૂઠું બોલ્યા હતા.

પેલા ચાકરે ઘણી નરમાસથી જવાબ દીધો. તે બોલ્યો કે તમે બીઓ નહિ. દેવ તમારો બાપ છે. દેવે તમને તે પૈસા આપ્યા છે અને તેણે તમારી ગુણમાં તે મૂક્યા છે.

જોયું, પેલો ચાકર પણ દેવની વાત જાણતો હતો. તેને દેવની વાત કોણે શિખવી હશે? મિસરના લોક મૂર્ત્તિની પૂજા કરતા હતા. યુસફે પોતાના ચાકરને શિખવ્યું હશે.

પેલા ભાઈઓ હવે કેવા સુખી હતા, તેઓને તરત માલમ પડ્યું કે આપણને કેદ કરવાના નથી, પણ આપણે એક સુંદર મેહેલમાં જમવાના. તે માણસ એટલું બધું દયાળુ શાથી થાય? એનું કારણ તેઓ જાણતા ન હતા.

તેઓ ઊભા હતા ત્યારે ચાકર જઈને બિચારા શિમાઉનને કેદખાનામાંથી તેડી લાવ્યો. તે ઘણા દહાડા બંધીખાનામાં રહ્યો હતો. હું ધારૂંછું કે તે કેદમાં હતો ત્યારે તેના મનમાં આવ્યું હશે કે મેં યુસફને ખાડામાં એક વખત નાખ્યો હતો.

ચાકરે તેમને કહ્યું કે રસોઈ બાર વાગા સુધી તૈયાર થશે નહિ. તેઓ રાહ જોતા બેઠા હતા ત્યારે ચાકરે તેમને પગ ધોવાનું પાણી આણી આપ્યું અને તેમના બિચારા થાકી ગએલા અને ભૂખ્યા ગધેડાંને ઘાસ નાખ્યું.

પેલા ભાઈઓ બોલ્યા કે એ અમીર ઘરમાં આવે એટલામાં ચાલો આપણે ભેટ લાવ્યા છિયે તે તૈયાર કરી મૂકિયે.

તેથી તેઓએ જરા બહાર જઈને સુગંધીદાર ચીજો, તેજાનો, મધ, પસ્તાં, બદામ સૌ તૈયાર રાખ્યું.

થોડીવાર પછી યુસફ અનાજ વેચતો હતો ત્યાંથી ઘરમાં આવ્યો. પેલા ભાઈઓ પણ ભેટ લઈ ઘરમાં ગયા અને નીચે વળી નમ્યા. સ્વપ્નામાં જેમ અગીઆર કણસલાં નમ્યાં હતાં તેમ અગીઆર ભાઈઓ નમ્યા.

આ વખત યુસફ તેમની સાથે ઘણી નરમાસથી બોલ્યો. તેણે તેમની ખબર અંતર પૂછી. પણ બધા કરતાં તેને પોતાનો વ્હાલો બાપ સારો છે કે નહિ તે જાણવાનું મન હતું?

તેણે તેમને પૂછ્યું કે તમારા બાપા સારા છે. તમે કહ્યું છે કે અમારે ઘરડો બાપ છે. તે હજુ જીવેછે?

તેઓએ જવાબ દીધો કે હા, અમારા બાપા સારા છે અને તે હજુ જીવેછે. એ તેઓ બોલ્યા ત્યારે તેઓએ નીચું જોયું.

પછી યુસફે બેન્યામીનને ઓળખવા માંડ્યો અને તેણે તેને જોયો ત્યારે તેને કોટે હાથ નાખવાનું અને તેને બોકી કરવાનું તેને મન થયું. પણ હજુ તેણે તે પ્રમાણે કર્યું નહિ. તેણે એટલુંજ પૂછ્યું કે તમે તમારા ન્હાના ભાઈ વિશે મને કહેતા હતા તે આ કે?

પછી તેણે આ આશીર્વાદ દીધો કે "મારા છોકરા, દેવ તારા પર દયા કરે."

યુસફ આ પ્રમાણે બોલ્યો ત્યારે તેની આંખમાં આંશુ આવતાં તેને લાગ્યાં અને તેનાથી રડ્યા વિના રહેવાયું નહિ, તેથી તે જલદીથી તે ઓરડામાંથી નિકળી પોતાના ઓરડામાં ગયો અને બારણું બંધ કરી ત્યાં રડ્યો. તે ઘણો દયાળુ માણસ હતો અને એ પોતાના ન્હાના ભાઈના ઉપર તેનું ઘણું હેત હતું.

બેન્યામીન ઉપર તે હેત રાખતો હતો તેનું એક કારણ એ હતું કે તે બન્ને એક માના એટલે રાહેલના છોકરા હતા. અને બાકીના ઘણાની મા જુદી એટલે લીઆ હતી. કેમકે તમને માલમ છે કે યાકૂબને બે બાયડી હતી.

હવે રસોઈ તૈયાર હતી. તેથી યુસફ ઓરડામાં બેસી રહ્યો નહિ. પણ પોતે રડતો હતો તે કોઈ જાણે નહિ તે માટે પહેલાં તો તેણે પોતાનું મ્હો ધોઈ નાખ્યું અને પછી હસતું મ્હો રાખવાનું કીધું. પછી તેણે પોતાના ચાકરને કહ્યું કે ચાલો ભાણા પીરસો.

જે ઓરડામાં તે જમવા બેસવાના હતા તે ઓરડામાં ત્રણ ઓળ કીધી હતી. એક ઓળમાં યુસફના ચાકરો બેઠા હતા. બીજી ઓળમાં યુસફ એકલોજ હતો કારણ કે તે હમેશાં એકલોજ બેસીને જમતો. અને ત્રીજી હારે પેલા અગીઆર ભાઈને બેસાડયા હતા.

યુસફે તેમને તેમની ઉમ્મર પ્રમાણે બેસાડયા હતા એટલે સૌથી મોટાને પહેલો તેનાથી ન્હાનાને બીજો એ પ્રમાણે. બેન્યામીનને તેણે સૌથી છેલે બેસાડયો હતો. સૌથી મ્હોટો કોણ અને તેનાથી ન્હાનો કોણ તે યુસફે જાણ્યું તેથી પેલા ભાઈઓ અચરત થયા; કેમકે મોટી ઉમ્મરના માણસની ઉમ્મર કહેવી એ કઠણ કામ છે. પણ યુસફ તો એ કરતાં પણ વધારે તેમને ઓળખતો હતો.

હવે તે બધા જમવા બેઠા. ઘણા દિવસ થયાં તેઓ આવું જમણ જમ્યા ન હતા. તેઓએ લાંબી મુસાફરી કરી હતી તેથી થાકી ગયા હતા અને ભૂખ, તરસ લાગી હતી. યુસફ તેમને સારૂં સારૂં પીરસાવતો હતો. પણ બેન્યામીનને તે કરતાં પાંચગણું મૂકાવતો હતો.

યુસફ બેન્યામીનને ઘણું પીરસાવતો હતો તેથી શું તેના ભાઈઓ તેની અદેખાઈ કરતા હતા? ના, તેઓ અદેખાઈ કરતા નહિ. પહેલાં તેઓ યુસફની અદેખાઈ કરતા હતા, પણ હવે તેઓ અદેખવા નહિ હતા. તેઓએ ખાધું પીધું ને મઝા કીધી.

યુસફ તે બધાને જોતો હતો અને જોવાથી તેને મઝા પડતી હતી. અગાઉ તે ખાડામાં પડ્યો હતો ત્યારે તેઓ સાથે બેસી જમ્યા હતા અને તેઓએ તેને કંઈ આપ્યું ન હતું. તો પણ તે તેમના જેવો થયો નહિ, પણ તેણે ભુંડાને બદલે ભલું કીધું.

જે લોકોએ ઈસુને દુઃખ દીધું હતું તે લોકો સાથે ઈસુ કેવી માયાળુ રીતે ચાલ્યો હતો તે તો તમને યાદ છે. દેવ નારાજી થાય એવાં ઘણાં કામ આપણે કરિયે છિયે તો પણ તે આપણા ઉપર મેહેરબાની રાખેછે. જો કોઈ છોકરૂં તમને દુઃખ દે તો શું તમે પણ તેને દુઃખ દેશો? તમારા ભાઈ પાસે એક રોટલી હોય અને તમને તેમાંથી કંઈ આપતો નહિ હોય અને પાછળથી તમને એક રોટલી મળી હોય તો તમારે તેમાંથી તમારા ભાઈને આપવી કે નહિ? હા. તમારે તો યુસફે કીધું તે પ્રમાણે કરવું અને જેણે તમને દુઃખ દીધું હોય તેના પર તમારે મેહેરબાની રાખવી.

---

## પાઠ ૧૮.

### યુસફ: અથવા માફ કરનારો ભાઇ.

ઉત્પત્તિ. અ: ૪૪; ૪૫: ૧—૧૫.

પેલા ભાઈઓએ તે દહાડો યુસફ સાથે સુખમાં કાઢ્યો. તે દિવસે તેઓ ઘેર ગયા નહિ, પણ બીજે દહાડે જવાના હતા તેથી રાત રહ્યા.

તમે જાણોછો કે તેઓ અનાજ ખરીદ કરવાને આવ્યા હતા અને પોતાની સાથે ખાલી ગુણો લાવ્યા હતા. યુસફે પોતાના ચાકરને બોલાવીને તેને છાનામાના કહ્યું કે આ અગીઆર માણસોની ગુણમાં અનાજ ભરો અને તેઓએ તેને માટે જે પૈસા મને આપેલા છે તે પાછા તેમાં મૂકી દો. અને મારૂં રૂપાનું પ્યાલું સૌથી ન્હાનાની ગુણમાં મૂકો.

ચાકરે ગુણો અનાજે ભરીને પૈસા તેમાં મૂક્યા અને રૂપાનું પ્યાલું બેન્યામીનની ગુણમાં મૂક્યું. પછી તેણે તે ગુણો પેલા ભાઈઓને આપી. ચાકરે પૈસા અથવા પ્યાલું ગુણમાં મૂક્યું તે તેઓ જાણતા ન હતા.

બીજે દહાડે સવારે અજવાળું થતાંજ પેલા ભાઈઓ ઉઠયા અને ગધેડાં તથા ગુણો લઈને ઘેર પોતાના બાપ પાસે જવાને નીકળ્યા. પાછળ કોઈ રહ્યું નહિ તેથી અને સહીસલામત જવાથી તેમને કેટલો આનંદ થયો હશે !

તેઓએ ધાર્યું કે કેવી મઝાની હકિકત આપણે આપણા બાપાને કહીશું. મોટા અમીરનો દયાળુ સ્વભાવ સાંભળીને તે કેટલો અચરત પામશે અને પાછો બેન્યામીનને જોવાથી તે કેટલો ખુશ થશે.

પણ તરતજ તેઓ ખુશી હતા તે દલગીર થઈ ગયા.

તેઓ થોડેક ગયા એટલામાં કોઈએ તેમને બોલાવ્યા. તે યુસફનો ચાકર હતો. તે તેમની પાછળ દોડતો ગયો.

તે બોલ્યો કે મારા શેઠ તમારા પર આટલી બધી મેહેરબાની રાખેછે તે છતાં તમે તેની સાથે આટલી બધી ખરાબ રીતે કેમ ચાલોછો? તેનું પીવાનું રૂપાનું પ્યાલું તમે કેમ ચોરી લાવ્યા ?

પ્યાલું ચોરાયું તે સાંભળી પેલા ભાઈઓ ઘણા અચરત થયા.

તેઓ બોલ્યા કે તમે એમ શા માટે ધારોછો કે એ પ્યાલું અમેજ ચોર્યું. એવું પાપી કામ અમે નહિ કરીએ. પેલા પૈસા ભૂલથી અમારી ગુણમાં મૂકાયા હશે એમ ધારી અમે તે પાછા લાવ્યા કેની. અને શું હવે તમારા ધણીના ઘરમાંથી અમે રૂપાનું પ્યાલું ચોરીએ ? અમારામાંના કોઈએ તે લીધું નથી. અમારામાંના કોઈએ તે લીધું હોય તો તેને મારી નાંખવો, અને બાકીના તમારા શેઠના ગુલામ થઈને રહે.

તેઓને ખાત્રી હતી કે આપણામાંના કોઈએ તે લીધું નથી માટે તે આ પ્રમાણે બોલ્યા.

પેલો ચાકર બોલ્યો કે ના, એમ નહિ થાય. જેણે પ્યાલું લીધું હશે તેને મારી નાખવામાં આવશે નહિ. તેને ફક્ત મારા શેઠને ત્યાં ગુલામ થઈને રહેવું પડશે અને બીજાઓને ગુલામ થવું પડશે નહિ. તેઓ ઘેર જશે.

પછી પેલા ચાકરે તેમને કહ્યું કે તમારી ગુણો ઉઘાડો. તેથી સૌથી મોટા ભાઈએ પોતાની ગુણ ઉતારી. ચાકરે અનાજમાં જોયું પણ કંઈ પ્યાલું જડ્યું નહિ. પછી બીજા ભાઈએ પોતાની ગુણ ઉઘાડી પણ તેમાં પણ પ્યાલું સંતાડેલું હતું નહિ. ત્રીજાએ પોતાની ગુણ બતાવી અને દરેક ભાઈએ વારા ફરતી પોતાની ગુણ દેખાડી. છેલ્લે બેન્યામીને પોતાની ગુણ બતલાવી. પેલું રૂપાનું પ્યાલું તેમાં જોઈ તેઓ કેટલા બધા અચરત થયા હશે!

બેન્યામીને એ પ્યાલું ચોર્યું ન હતું તે તો તમને માલમ છે. તમે જાણોછો કે ચાકરે ગુણમાં અનાજ ભરતી વખતે પ્યાલું તેમાં મૂકી દીધું હતું.

ચાકરે બેન્યામીનને કહ્યું કે તારે મારી સાથે મારા શેઠ પાસે

પાછા આવવું પડશે. તે તેને ગુલામ તરીકે ગણવાનો હતો, અને કોઈ દહાડો ઘેર જવા દેવાનો ન હતો. બીજાને તેણે કહ્યું કે તમે ઘેર જાઓ.

શું તેઓ બેન્યામીનને મૂકીને ઘેર જાય ? ના.

તેઓ બોલ્યા કે અમે બેન્યામીન સાથે પાછા આવીશું.

તમે જાણોછો કે તેઓ બેન્યામીન ઉપર હેત રાખતા હતા તેથી તેને દુઃખમાં એકલો મૂકીને તેઓ જાય નહિ.

તેઓએ પોતાની ગુણો પાછી ગધેડા પર નાખી, અને ચાકરની પછાડી પછાડી યુસફને ઘેર ગયા. દલગીરીથી તેમની છાતી ફાટ ફાટ થતી હતી અને તેઓ રડતા રડતા ગયા.

યુસફ તેમની રાહ જોતો ઘરમાં બેઠો હતો. બેન્યામીન સાથે તેઓ બધા પાછા આવ્યા, અને રખેને તેને ગુલામ કરી રાખે તે માટે તેઓ આટલા બધા રડતા હતા તે જોઈ યુસફ ઘણો ખુશ થયો; કેમકે તેણે હવે જાણ્યું કે તેઓ બેન્યામીન ઉપર ઘણું હેત રાખેછે.

યુસફને જોઈ તેઓ નીચું ઘાલી જમીન ઉપર પડયા. પોતે ગુસ્સે હોય એ પ્રમાણે યુસફ તેમની સાથે બોલ્યો. તેણે કહ્યું કે આ કેવું ખોટું કામ તમે કીધું છે ?

યહુદાએ બેન્યામીનની સંભાળ લેવાનું વચન આપ્યું હતું તે તમને યાદ છે ? તેથી યહુદાએ યુસફના કાલાવાલા કરવા માડયા કે બેન્યામીનને માફ કરો.

યહુદાએ જાણ્યું કે બેન્યામીને પ્યાલું લીધું ન હતું એમ કહેવું એ નકામું છે. તેથી તેણે યુસફના ફકત એટલાજ કાલાવાલા કર્યા કે અમારા પર દયા લાવો.

યહુદા બોલ્યો કે અમારા પાપને માટે દેવ અમને સજા કરેછે.

હવે અમારે કંઈ કહેવાનું નથી. અમારે બધાએ તમારા ગુલામ થવું જોઈએ.

યુસફ બોલ્યો કે ના, બધાએ નહિ. જેણે પ્યાલું ચોર્યું છે તેણે ફકત મારા ગુલામ થઈને રહેવું પડશે. બીજા તમે તમારા બાપ પાસે જાઓ.

યુસફને એટલુંજ જાણી લેવું હતું કે તેઓ બિચારા બેન્યામીનને ગુલામ થવા દઈ તેને મૂકી પાછા જાયછે કે નહિ.

પછી યાકૂબ યુસફની પાસે ગયો અને ખરા દિલથી બેન્યામીનને માટે તેના કાલાવાલા કરવા લાગ્યો.

તે બોલ્યો, કે આપને મારે એક વાત કહેવી છે અને તેથી આપ મારા પર ગુસ્સે થશો નહિ, કેમકે હું જેટલો રાજાથી ડરૂંછું તેટલો આપથી ડરૂંછું. અમે પેહેલવેહલા અનાજ લેવા આવ્યા હતા ત્યારે આપે અમને પૂછ્યું હતું કે તમારે બાપ અને ભાઈ છે? અમે કહ્યું હતું કે હા અમારે ઘરડો બાપ છે અને એક ન્હાનો ભાઈ છે તે અમારા બાપાને ઘણો વ્હાલો છે. પછી આપે અમને કહ્યું હતું કે તમારા ભાઈને મારે જોવો છે માટે તેને તેડી લાવો. ત્યારે અમે કહ્યું હતું કે અમે તેને લાવી શકતા નથી, કારણ કે અમારા બાપા તેને મોકલશે નહિ. પણ આપે કહ્યું હતું કે તમારે તેને લાવવોજ. તેથી અમે અમારા બાપા પાસે પાછા ગયા ત્યારે આપે જે કહ્યું હતું તે બધું અમે તેને કહ્યું, પણ તે બેન્યામીનને મોકલે નહિ. તે બોલ્યો કે ના, મારા એક વ્હાલા છોકરાને સિંહ કે રીંછ ખાઈ ગયું છે. હું બેન્યામીનને મોકલું તો તેને કંઈ ઈજા થશે અને ત્યારે મારે આ મારા ઘરડપણમાં દુઃખી અને દલગીર થઈ મરવું પડશે.

ત્યારે મેં મારા બાપને એવું વચન આપ્યું કે હું બેન્યામીનની

સંભાળ લઈશ. તેને લીધા શિવાય મારાથી ઘેર જવાય નહિ. બેન્યામીનને લીધા શિવાય હું જો પાછો જઊં તો અમે અમારા બાપને મરતો જોઈએ. બેન્યામીનને બદલે મને આપનો ગુલામ થવા દો અને તેને તેના બાપ પાસે ઘેર જવા દો. કેમકે મારા બાપને દુઃખી થઈ મરી જતો મારાથી જોવાય નહિ.

યહુદા આ પ્રમાણે બોલ્યો તે શું દયા ભરેલું ન હતું ?

હવે યુસફે જાણ્યું કે યહુદા બેન્યામીનને અને તેના ઘરડા બાપને બરોબર ચાહેછે.

હવે પોતે કોણ છે તે યુસફ પોતાના ભાઈઓને કહેશે અને વળી તેમને એમ પણ કહેશે કે મેં તમને જવા દીધા છે.

યુસફ રડવાની તૈયારીમાં હતો, તો પણ તેણે અગાઉ કીધું હતું તેમ રડવાને ઓરડાની બહાર તે ગયો નહિ. પણ તેણે પોતાના બધા ચાકરોને કહ્યું કે ઓરડામાંથી બહાર જાઓ. યુસફ એકલો પોતાના ભાઈઓની સાથે ઓરડામાં રહ્યો. તે એટલું બધું તાણીને રડ્યો કે તેના ચાકરો તે ઓરડામાં ન હતા તો પણ તે બધાઓએ તે સાંભળ્યું.

આખરે તે બોલ્યો કે હું યુસફ છું શું મારા બાપા હજુ જીવેછે ?

એ સાંભળીને ભાઈઓ બીધા. તેઓ બોલી શક્યા નહિ, અને તેની પાસે જવાને પણ તેમની છાતી ચાલી નહિ.

તેમને ડરાવવાની યુસફની મરજી ન હતી. તેમને બાઝી-પડવાની અને ચુંબન કરવાની તેને મરજી થઈ.

તેણે જાણ્યું કે મને વેચવાનું જે તેઓએ પાપનું કામ કીધું હતું તેનો વિચાર તેમના મનમાં આવ્યાથી તેઓ દુઃખી છે. તેથી તેણે તેમને દિલાસો આપવાનું કીધું.

યુસફ બોલ્યો કે મને તમે વેચ્યો તે માટે તમે દુઃખ ધરશો

નહિ. તમારાં છોકરાંઓને ખવડાવવાને હું અનાજ સંઘરી રાખું એવા ઇરાદાથી દેવે તમને એમ કરવાની બુદ્ધિ આપી. મારી એવી મરજી છે કે તમે બધા અહિં આવીને મારી સાથે રહો. તમારે તમારી સાથે મારા ઘરડા બાપાને અને તમારાં છોકરાંઓને લેતાં આવવું. હું તમને બધાંને ખવડાવીશ. મારી સામું જોશો તો તમે જાણશો કે હું ખરેખર તમારો ભાઈ યુસફ છું. તમારી સાથે બોલેછે તે મારું મ્હો છે. તમે જઈને મારા બાપાને કહો કે મિસરમાં મારી પાસે કેવી સારી સારી ચીજો છે. અને તેને અહિં મારી સાથે રહેવાને તેડી લાવો.

આવી હેત ભરેલી રીતે યુસફ બોલ્યો. પછી તે બેન્યામીનની કોટે વળગ્યો અને તેને ચુંબન દઈને રડી પડ્યો. બેન્યામીન પણ યુસફની કોટે વળગીને રડ્યો. ત્યાર બાદ યુસફે પોતાના બધા ભાઈઓને બાકી કીધી ને રડતો ગયો. પછી તેના ભાઈઓને તેનો ડર રહ્યો નહિ, પણ તેની સાથે વાત કરવા લાગ્યા. તેઓએ જાણ્યું કે યુસફે આપણને આપણા ગુન્હા બિલકુલ માફ કીધા છે અને ખરા દિલથી આપણા પર હેત રાખેછે. આટલા બધા હેત ભાવની તેઓએ આશા રાખી હશે નહિ. એથી તો તેઓ પોતાના પાપીપણાને માટે વધારે વધારે દલગીર થયા. યુસફે જાણ્યું કે મારા ભાઈ ખરેખર દલગીર છે અને પોતાનું પાપીપણું છોડી દીધું છે, ત્યાં સુધી તેણે પોતાના ભાઈને સુખી કર્યા નહિ, તે તમે જાણોછો.

યુસફ ઇસુ ખ્રીસ્તને કેવો મળતો આવેછે! આપણે ખરેખર દલગીર થઈયે ત્યારે તે આપણાં પાપ માફ કરેછે. જે બાયડીએ તેના પગ પોતાના આંસુથી ધોયા અને પોતાના ચોટલાથી લુછી નાખ્યા તેનાં પાપ તેણે કેવી રીતે માફ કીધાં

તે તો તમને યાદ છે. તે પોતાનાં બધાં પાપને માટે દલગીર હતી, માટે ઈસુએ તેને કહ્યું હતું કે મેં તારાં પાપ માફ કીધાં છે. પવિત્ર આત્માથી લોકો પોતાના પાપને માટે દલગીર થાયછે.

---

## પાઠ ૧૯.

### યુસફ: અથવા ઘણા દહાડાનો ખોવાએલો છોકરો.

ઉત્પત્તિ. અ: ૪૫; ૧૬—૨૮; ૪૬; ૪૭: ૧—૧૨; ૫૦.

પોતે કોણ છે તે યુસફે પોતાના ભાઈઓને કહ્યું તે પેહેલાં તેણે પોતાના ચાકરોને ઓરડામાંથી બહાર કાઢી મૂક્યા હતા. તો પણ તે એટલું બધું તાણીને રડ્યો હતો કે ચાકરોએ તે સાંભળ્યું હતું અને તેઓને શા માટે યુસફે બહાર કાઢી મૂક્યા હતા તે તેઓએ તરત જાણ્યું. યુસફને પોતાના ભાઈઓ મળ્યા તે સાંભળી ચાકરો ખુશ થયા હતા. યુસફે પોતાના ભાઈઓનું નિર્દય કામ મિસરના લોકને કહ્યું ન હતું.

યુસફને તેના ભાઈ મળ્યાની વાત ફારૂન રાજાએ સાંભળી તેથી તે પણ ખુશી થયો, કેમકે તેના ઉપર તે હેત રાખતો હતો.

તેણે યુસફને બોલાવીને કહ્યું કે તમારા ભાઈઓએ આવીને તમારી પાસે રહેવું જોઈએ અને તમારે તમારા ડોસાને અને બધાં નાનાં છોકરાંઓને બોલાવવાં જોઈએ. તેઓને અહીંઆં સૌથી સરસ ખાવાનું મળશે. તેઓને આપણે ઘર, ખેતર, વાડી આપીશું અને તેઓ સાથે રેહશે. આપણે નાનાં છોકરાંઓને, તેઓની માને તથા તમારા ડોસાને લાવવાને ગાડી મોકલવી જોઈએ. પણ તેઓને તેમનો સરસામાન લાવવાની જરૂર નથી, કારણ કે તેઓને જે જોઈશે તે આપણે આપીશું.

જૂઓ રાજા કેટલો દયાળુ હતો.

યુસફે ગાડી બળદ મંગાવ્યાં અને પોતાના ભાઈઓને ઘેર જતાં રસ્તામાં ખાવાનું આપ્યું. યુસફ તાલેવંત હતો તેથી તેણે તેમને સારી સારી બક્ષીશો આપી. તેણે દરેકને બબે જોડ કપડાં આપ્યાં, પણ બેન્યામીનને તેણે પાંચ જોડ કપડાં અને કેટલાક પૈસા આપ્યા. તેણે પોતાના ડોસાને માટે પણ બક્ષીશ મોકલી. તેણે વીસ ગધેડાં મોકલ્યાં તેમાંનાં દસ ઉપર બધી જાતની સારી સારી ચીજો લાદેલી હતી અને બીજાં દસ ઉપર પોતાના ડોસાને માટે રસ્તામાં ખીજું ખાવાનું હતું.

બધું તૈયાર થયું ત્યારે યુસફે પોતાના ભાઈઓને કહ્યું કે કનાન જઈને જલદી પાછા આવો. તેઓ જતાં પેહેલાં તેણે તેમને એક શિખામણ દીધી કે જોજો હાં, રસ્તામાં કજીઓ કરતા નહિ.

તેઓને મુસાફરી ઘણી સારી લાગી હશે.

યાકૂબ ડોસો તેમને મળવાની બહુ ઇચ્છા રાખતો હતો. તેને એટલી દેહેશત હતી કે બેન્યામીન સહીસલામત ઘેર આવશે કે નહિ. આખરે તેઓ આવી પહોંચ્યા અને તેણે જાણ્યું કે બધા આવ્યા છે કોઈ રહ્યું નથી.

તેઓએ તેને જલદીથી ખુશ ખબર કહી કે યુસફ જીવતો છે અને મિસરમાં જે મોટો અમીર અનાજ વેચેછે તે તે છે.

કદાચ તમે ધારશો કે યાકૂબે એકદમ એ વાત માની લીધી હશે. પણ ના, તેણે તેમનું કહ્યું માન્યું નહિ.

તે બોલ્યો કે ના, મારો છોકરો તો ઘણા દિવસ થયાં મરી ગયો છે.

તેઓએ કહ્યું કે અમે તેને જોયો છે.

યાકૂબે કહ્યું કે એ વાત સાચી હોય નહિ.

પછી પેલા ભાઈઓએ યુસફે જે કહ્યું હતું તે તેને કહ્યું.

તેઓ બોલ્યા કે યુસફે કહ્યું છે કે તમે બધા આવીને મારી સાથે રહો અને તે તમને બોલાવેછે.

હજુ પણ યાકૂબ તેમનું કહ્યું માને નહિ.

તેઓ બોલ્યા કે જરા આવીને તેણે ગાડીઓ મોકલી છે તે જૂઓ ત્યારે તમે અમારૂં માનશો.

તેથી તેઓ યાકૂબ ડોસાને ગાડી બતલાવવા લઈ ગયા. અને ગાડીઓ જોઈ ત્યારે તેણે માન્યું અને હર્ષિત થયો.

યાકૂબ ડોસો બોલ્યો કે મારો યુસફ છોકરો હજુ જીવતો છે એટલું બસ છે. હું મરતા પેહેલાં તેને જઈને મળીશ.

પેલા ભાઈઓએ પોતાના બૈરાં છોકરાંને કહ્યું કે કનાન છોડીને લાંબી મુસાફરીની તૈયારી કરો. તેઓ ગાડીમાં બેસીને નિકળ્યાં. યાકૂબ લંગડો અને ઘરડો હતો તે થી તે ગાડીમાં બેઠો, પણ પેલા ભાઈઓમાં ચાલવાનું જોર હતું. તેઓએ પોતાનાં ગેટાં, ગાયો, બકરાં, ઉંટ, ગધેડાં અને બધો સામાન સાથે લીધો. તેઓને ઘણે દૂર જવાનું હતું. બેશક નાનાં છોકરાં તો થાકી ગયાં હશે, કેમકે છોકરાંઓને મુસાફરી કરવી ઘણી ગમેછે.

થોડે દહાડે તેઓ મિસરમાં આવી પોહોંચ્યાં

તેઓ યુસફને ઘેર ગયા તે પેહેલાં તેઓએ એક ચારઠ પોતાની તરફ આવતી જોઈ, તે યુસફની ચારઠ હતી. તે ઊભી રહી અને યુસફ ઉતરી પડ્યો.

યાકૂબ ડોસો પોતાની ગાડીમાંથી ઉતરી પડ્યો. તેને પળિયાં આવ્યાં હતાં. તેના પગ ઘણા નબળા હતા અને તે ભાયગે ચાલી શકતો હતો. યુસફ ભલો અને નામાંકિત અમીર હતો. તે પોતાના બાપને મળવાને દોડ્યો, તેને ગળે વળગી પડ્યો અને પછી ઘણી વાર સુધી રડ્યો.

યુસફ નાનો હતો અને પોતાનો સુંદર ડગલો પેહેરીને પોતાના ભાઈઓ શું કરેછે તે જોવા જતો હતો, ત્યારે છેલ્લી વખત તેણે પોતાના બાપને બોક્રી કીધી હતી. તે દિવસથી તેના વિચારમાં યાકૂબે કેટલા દહાડા દુઃખે કાઢ્યા. અને હવે આખરે તે તેને પાછો મળ્યો.

હવે યાકૂબને તથા યુસફને ભેટેલા જોઈને પેલા ભાઈઓને અદેખાઈ આવી નહિ.

યાકૂબ બોલ્યો કે યુસફ, તારૂં મ્હો મેં પાછું જોયું છે હવે મને મરવા દે.

પછી યુસફે પોતાના ભાઈ તથા બાપને કહ્યું કે હું જઈને ફારૂનને કહું કે તમે આવ્યા છો.

તેથી યુસફ ફારૂન રાજા પાસે ગયો અને તેને કહ્યું કે મારા બાપ, ભાઈ, તેમનાં ગાય બકરાંના ટોળાં અને તેમનો બધો સામાન આવ્યો છે.

પછી યુસફ પોતાના ભાઈમાંના પાંચ જનને ફારૂન પાસે તેડી ગયો. ફારૂને તેમને પૂછ્યું કે તમે શો ધંધો કરોછો ?

તેઓએ જવાબ દીધો કે અમે ભરવાડ છિયે. પણ અમારાં ગેટાંને માટે કનાનમાં ઘાસ નથી. તેઓને ચરાવવાને માટે તમે અમને કંઈ ખેતર આપશો ?

ફારૂને કહ્યું કે હું તમને ઘણાં ખેતરો આપીશ કે તમે બધા તમારાં બૈરાં છોકરાંને તથા ઢોરને લઈને સાથે રહો.

મિસરના લોક મૂર્ત્તિની પૂજા કરતા હતા તેથી યુસફે તેમને કહ્યું કે તમે બધા સાથે રહો.

યુસફની એવી મરજી હતી કે રાજા મારા વ્હાલા અને ઘરડા બાપને જૂએ તેથી તે તેને ઘરમાં રાજા પાસે તેડી ગયો. તે ઘણો

ઘરડો હતો તેથી રાજાએ તેને ઘણું માન આપ્યું. રાજા સરખાએ પણ ઘરડા માણસને માન આપવું.

શું છોકરાંઓએ ઘરડા માણસને માન નહિ આપવું? ધોળાં આવેલાં હોય એવા ઘરડા માણસને જોઈને તેઓએ તેની ચાકરીમાં તૈયાર રહેવું અને તેઓ જે કહે તે તરત કરવું.

યાકૂબ ડોસાએ ફારૂનના માથા ઉપર હાથ મૂકયા ને દેવની પ્રાર્થના કીધી કે એના પર દયા રાખજે. આ તેને આશીર્વાદ દીધો કહેવાય. યાકૂબે ફારૂનને આશીર્વાદ દીધો કારણ કે તેના વ્હાલા યુસફ ઉપર તેની ઘણી મેહેરબાની હતી. યાકૂબને ફારૂન ઉપર ઘણું હેત આવ્યું હશે.

ફારૂને યાકૂબને પૂછ્યું કે તમારી ઉમ્મર કેટલા વરશની છે?

યાકૂબ બોલ્યો કે મને એકસો ને વીસ વરશ થયાં છે. પણ મારા બાપ દાદાના જેટલી મારી ઉમ્મર નથી. મારી જીંદગી મેં દુઃખમાં કાઢી.

પછી યાકૂબ ફારૂનને બીજી વાર આશીર્વાદ દઈને તેણે તેને જે જગો રહેવા આપી હતી ત્યાં ચાલ્યો ગયો. ત્યાં તે પોતાના બધાં છોકરાંના ટોળામાં રહ્યો. યુસફ તેની સાથે રહ્યો નહિ પણ તેને વારે ઘડીએ મળવા જતો.

આખરે યાકૂબ માંદો પડ્યો તેથી તેણે જાણ્યું કે હવે હું મરી જવાનો. તેણે પોતાના બધા છોકરાઓને બોલાવ્યા, તે એવા ઈરાદાથી કે હું મરૂં તે પહેલાં તેમને આશીર્વાદ દઉં. યાકૂબ ઘણા દિવસ થયાં લંગડો હતો અને હવે તે છેક આંધળો અને નબળો થઈ ગયો હતો અને માંદો હતો.

તેના છોકરા આવ્યા ત્યારે તે પથારી પર બેઠો અને તેમને વારા ફરતી બોલાવીને દરેકને આશીર્વાદ દીધો. તે બધાને

આશીર્વાદ દઈ રહ્યો ત્યારે બોલ્યો કે હું થોડી વારમાં મરી જવાનો. કનાનની ગુફામાં મારા દાદા ઈબ્રામને તથા મારા બાપ ઈસહાકને દાટ્યા છે ત્યાં મને દાટજો.

તેણે બીજી ઘણી વાત કહી અને આખરે પથારીમાં ટાંટીઆ લઈ મરી ગયો.

તેનો આત્મા દેવ પાસે ગયો અને હજુ તે તેની પાસે સ્વર્ગમાં છે. તેનું શરીર છેલ્લે દહાડે ગુફામાંથી ઉઠશે. યુસફ પોતાનો બાપ મરી ગયો હતો ત્યાં તેના મ્હોડા ઉપર પડીને ખૂબ રડ્યો અને તેણે તેને ચૂમ્યો. તે ઘડપણમાં દુઃખમાં મરી ગયો નહિ, કારણ કે દેવે તેને મરતાં પહેલાં સુખ આપ્યું હતું.

યુસફ પોતાના બાપનું મુડદું કનાન લઈ ગયો અને જ્યાં ઈબ્રામ તથા ઈસહાકને દાટ્યા હતા તે ગુફામાં તેણે તેને દાટ્યું. બધા ભાઈઓ, ઘણા ચાકર તથા ગાડી ઘોડાઓ યુસફ સાથે ગયા હતા. પછી તેઓ પાછા મિસરમાં આવ્યા.

તેના ભાઈઓના મનમાં બીકનો વિચાર આવ્યો. તેઓ માહોમાહે બોલ્યા કે યુસફે આપણા પર આટલી બધી મેહેરબાની રાખી તે કદાચ તેના બાપને ખૂશ કરવાને હશે. કદાચ તેણે ખરેખર આપણા ગુન્હા માફ કીધા નહિ હશે અને હવે તે આપણને સજા કરશે. તેથી તેઓએ એક ચાકરને યુસફ પાસે મોકલ્યો અને તેને કહ્યું કે તારે યુસફને એટલું કહેવું કે તમારા બાપે મરતાં પહેલાં તમારા ભાઈઓને કહ્યું હતું કે તમે યુસફના કાલાવાલા કરજો કે અમારાં પાપ માફ કર. તેથી મેહેરબાની કરીને તેને માફ કરો.

યુસફ આ સંદેશો સાંભળીને રડવા લાગ્યો. તે શા માટે રડ્યો? તેનું કારણ એ હતું કે તેને એટલી દલગીરી થઈ કે

મારા ભાઈઓ એમ ધારે કે હું તેમને દુઃખ દઈશ. તરત તેના ભાઈઓ આવીને તેને પગે લાગ્યા. તેઓ ઘણા બીધેલા દેખાયા. યુસફે તેને કહ્યું કે બીઓ નહિ. તમે મને વેચ્યો તે ખોટું હતું તો પણ દેવે તે સારૂં કીધું. કેમકે હું મિસરમાં હતો તો મેં અનાજ બચાવ્યું અને તેથી તમે ભૂખે મરતા બચ્યા. હજી હું તમને અને તમારાં છોકરાંને ખવડાવીશ. તેણે તેમની સાથે ઘણી નરમાસથી વાત કીધી અને તેમને દીલાસો દીધો.

યુસફ ઘણો ઘરડો થઈને મરી ગયો.

એટલી યુસફની તવારીખ છે. હાલ તે પોતાના વ્હાલા ઈસુ ખ્રીસ્તની સાથે સ્વર્ગમાં છે. યુસફે પોતાના ભાઈઓના ગુન્હા માફ કીધા અને ખ્રીસ્તે તેના માફ કીધા. કેમકે યુસફનાં પાપ ધર્મપુસ્તકમાં લખેલાં નથી તો પણ તેણે પાપ કીધાં હતાં.

તમે ઈબ્રામ, ઈસહાક અને યાકૂબની તવારીખ સાંભળી છે. તે ત્રણે ઉપર દેવનું હેત હતું. ઈબ્રામ યાકૂબનો દાદો થાય અને ઈસહાક બાપ થાય.

દેવે કનાનની જમીન ઈબ્રામ, ઈસહાક અને યાકૂબનાં છોકરાંને આપવા કહી હતી. એટલે તેમની ચોથી પેહેડીનાં માણસોને દેવ તે વચન ભૂલી જાય નહિ. પણ દેવે એના કરતાં પણ તેમને એક સારૂં વચન આપ્યું હતું. તેણે તેમને એવું વચન આપ્યું હતું કે ઈસુ ખ્રીસ્ત અવતાર લઈને એક દહાડો જગતમાં આવશે અને તમારાં પાપથી તમને બચાવશે. ઈબ્રામ, ઈસહાક અને યાકૂબ તે વચનનો વારંવાર વિચાર કરતા.

આખરે ખ્રીસ્ત જગતમાં આવ્યો. હાલ તે ઈબ્રામ, ઈસહાક અને યાકૂબ અને તેમજ હાબેલ, નૂહ, યુસફ અને સઘળાં ભલાં માણસની સાથે સ્વર્ગમાં છે. તેમનાં પાપ ખ્રીસ્તે માફ કીધાં છે.

અરે! છોકરાંઓ, તમે પણ કોઈ દહાડો તેમની સાથે રહો!

## પાઠ ૨૦.

### મુસા અથવા ગોમતૃણની ટોપલી.

નિર્ગમન. અ: ૧: ૨; ૧—૧૦.

યુસફ અને તેના ભાઈઓ મિસરમાં ઘણા દહાડા સુધી કેવા સુખે રહ્યા તે તો તમે સાંભળ્યું છે. એમ કરતાં કરતાં તેઓ ઘરડા થઈને મરી ગયા, પણ તેમને ઘણાં છોકરાં હતાં; અને તેમનાં છોકરાંને ઘેર ઘણાં છોકરાં હતાં તે એટલે સુધી કે હજારો માણસ થઈ ગયાં હતાં. એ લોકો યાકૂબનાં છોકરાંનાં છોકરાં, તેમનાં છોકરાં અને તેમનાં છોકરાં હતાં.

યાકૂબને બે નામ હતાં તે તમને માલમ છે?

તેનું બીજું નામ ઈસ્રાઈલ હતું. એ નામ તેને દેવે આપ્યું હતું.

યાકૂબના બધા છોકરા ઈસ્રાઈલનાં છોકરાં અથવા યાકૂબનાં છોકરાં કહેવાતાં હતાં. યાકૂબનાં છોકરાંનાં છોકરાં પણ "ઈસ્રાઈલનાં છોકરાં" એજ નામથી ઓળખાતાં હતાં. સ્ત્રી, પુરૂષ, છોકરાં, બધાં ઈસ્રાઈલી કહેવાતાં હતાં.

મ્હોટી ઉમ્મરનાં માણસોને પણ ઈસ્રાઈલનાં છોકરાં કરી કહેતાં હતાં.

તેઓ કનાનમાં રહ્યાં નહિ તે તો તમને યાદ છે. ઘણી મુદત સુધી અનાજ નહિ પાકવાથી તેઓએ કનાન છોડયું હતું. તેઓ મિસરમાં રહેતાં અને પોતાનાં ગેટાંની સંભાળ રાખતાં. ભલો ફારૂન રાજા જીવ્યો ત્યાં સુધી તો તેઓ સુખી હતાં. આખરે તે મરીગયો અને મિસરમાં બીજો રાજા થયો. તેનું નામ પણ ફારૂન હતું. તેણે શું કીધું તે તમે સાંભળશો, અને ત્યારે તમે મને કહેજો કે તે તમારી નજરમાં ભલો હતો કે કેમ.

તેણે જાણ્યું કે ઈસ્રાઈલનાં છોકરાં ઘણે દૂરથી આવ્યાં છે

તેથી તે બોલ્યો કે તેઓ એટલા બધા છે કે કદાચ કોઈ દહાડો તેઓ તરવાર લઈને મારી સાથે લડશે અને મને તથા મારા ચાકરોને મારીનાખશે. હું તેમની પાસે સખત મજુરી કરાવીશ અને સખત મજુરીથી તેઓ મરીજાય એવું હું કરીશ.

તેથી તે બોલ્યો કે તેઓએ ઘણી બધી ઈંટ પાડવી અને મ્હોટી મ્હોટી દીવાલો બાંધવી. તેમની પાસે સખત મજુરી કરાવવાને તેણે પોતાનાં કેટલાંક માણસોને મોકલ્યાં.

ઈસ્રાઈલનાં છોકરાંને તો ઘેટાં સાચવવાનો મહાવરો હતો. તે મઝેનો ધંધો છે. ભરવાડ પોતાના ઘેટાં બકરાંનાં ટોળાંને લીલાં ખેતરોમાં અને જ્યાં પાણી હોય તેવી જગાએ લઈજાયછે. તાપ પડેછે ત્યારે તેઓ ઝાડની છાયાતળે બેસેછે. એ શું મઝેનું નથી? પણ હવે ઈસ્રાઈલનાં છોકરાંને માટી ખોદી તેની ઈંટ બનાવી ને તડકે સુકવવી પડતી હતી. જો તેઓ ઘણી ઈંટ નહિ બનાવે તો ફારૂને મોકલેલાં માણસો તેમને મારે. હાલ તેઓ ઘણાં દુઃખી હતાં. તેઓ વારંવાર નિશાસા મૂકતા અને રડતા.

તો પણ આ સઘળી સખત મજુરીથી તેઓ મરીગયાં નહિ. તેથી રાજાએ એક બીજી યુક્તિ શોધી કાઢી. તેણે હુકમ કીધો કે દરેક નહાના છોકરાને નદીમાં ફેંકી દેવો. નહાની છોકરીઓને ફેંકી દેવાનો તેણે હુકમ કીધો નહિ, કારણ કે તેઓ મોટી થાય ત્યારે તેમનાથી કંઈ તરવાર લઈને લડાય નહિ.

જ્યારે જ્યારે રાજા સાંભળે કે ઈસ્રાઈલના ફલાણા છોકરાને ઘેર છોકરો આવ્યો છે કે તરત તે પોતાના માણસને મોકલીને તેને નદીમાં ફેંકી દેવડાવે.

ત્યાં એક ભલી બાયડી રહેતી હતી તેને એક નહાનો છોકરો હતો. તે પણ ઈસ્રાઈલનાં છોકરાંમાંની એક હતી.

એ બાયડીને માલમ હતું કે દેવ મારા છોકરાની સંભાળ લેશે તેથી તેણે દેવની પ્રાર્થના કીધી કે તું એની સંભાળ લેજે. તેણે પોતાના નહાના છોકરાને સંતાડી રાખ્યો. તેથી ફારૂનના માણસોને તે જડ્યો નહિ. તેણે તેને ક્યાં સંતાડી રાખ્યો તે હું જાણતો નથી, પણ સંતાડી રાખવાનું દેવે તેને શિખવ્યું.

તે છોકરો ત્રણ મહિનાનો થયો ત્યારે તે બાઈએ જાણ્યું કે હવે એને સંતાડી રખાશે નહિ. હવે તે શું કરે?

મિસરની એક મ્હોટી નદી છે, તે તો તમે સાંભળ્યું છે. તે નદીની પાસે ઘણાં ઉંચાં અને જાડાં ઘાસ જેવાં મોટાં મોટાં બરૂ તથા ઝાડવાં ઉગ્યાં હતાં. તેણે તેમાંથી કેટલાંએક લઈને તેની મોટી ટોપલી બનાવી. અંદર પાણી આવી શકે નહિ એવી ટોપલી બનાવવાને તેને મન હતું. તેથી તેણે કેટલોક ડામર લાવીને ટોપલીએ લગાડ્યો. પછી તેણે પોતાના નહાના છોકરાને ટોપલીમાં મૂકીને ટોપલી હાથમાં લીધી. ટોપલીમાં શું હતું તે કોઈ જાણે નહિ.

તે નદી કિનારે ગઈ અને પાણી પાસે મોટાં મોટાં ઝાડવાં હતાં તેમાં ટોપલી મૂકી દીધી. તેને માલમ હતું કે દેવ છોકરાને મરવા દેશે નહિ. તેથી તેના પર ભરોસો રાખી તેણે છોકરાને ત્યાં મૂક્યો.

તેને એક દશ વરશની છોકરી હતી. એ નહાની છોકરી પેલા છોકરાની બેહન હતી. પોતાના નહાના ભાઈનું શું થાયછે તે જોવાને તે દૂર ઊભી રહી. તેણે તરત કેટલીક બાયડીઓને નદી કિનારે ફરતી જોઈ. આમાંની એક ફારૂન રાજાની પુત્રી હતી. તે રાજકુંવરી હતી. બીજી બાયડીઓ તેની દાસી હતી. નાહવાની જગાએ તેઓ રાજકુંવરી સાથે જતી હતી. કારણ

કે મિસર એ ગરમ દેશ છે અને ગરમ દેશમાં લોક વારે ઘડીએ નાહાયછે.

તે રાજકુંવરી પેલાં ઝાડવાં તરફ જોતી હતી એવામાં તે ઝાડવામાં તેની નજરે કંઈ અજબ જેવું પડયું. તે જોઈને તેણે પોતાની એક દાસીને કહ્યું કે જઈને જો પેલું શું છે. તેથી તે દાસી ગઈ તો તેણે એક ટોપલી જોઈ. તેણે તે ટોપલી લઈલીધી અને રાજકુંવરી પાસે લાવી. રાજકુંવરીએ તે ટોપલી ઉઘાડી તો તેણે એક સુંદર બાળક જોયું. તે ખુબસુરત અને મોહ ઉપજાવે એવું હતું

તે રડવા લાગ્યું. અરે બિચારૂં બાળક! તે પેહલાં પોતાની માના ખોળામાં સુતું, પણ હાલ તો તેને ધવડાવે કે સુખ આપે એવું કોઈ નહતું. રાજકુંવરીને તે છોકરા પર દયા આવી. પોતાના બાપે દરેક નહાના છોકરાને નદીમાં ફેંકીદેવાનો હુકમ કીધો હતો તે તેણે સાંભળ્યો હતો. તે બોલી કે મારી ધારણામાં એ કોઈ ઈસ્રાઈલના છોકરાનું છોકરૂં છે. તેને નદીમાં ફેંકી દેવાની તેને મરજી ન હતી.

તે છોકરાની બેહેન પાસે આવી હતી અને રાજકુંવરીએ જે કીધું હતું તે તેણે જોયું હતું. તેણે જોયું કે રાજકુંવરીને એના પર દયા આવી છે. તેથી તે બોલી કે જો તમારે ધાવ જોઈતી હોય તો હું લાવી આપું. તે તમારા છોકરાને ધવડાવશે. રાજકુંવરીએ તેને કહ્યું કે જા, લઈઆવ.

તે જઈને કોને મળી? તે છોકરાની માને. તે આવી ત્યારે રાજકુંવરીએ તેને કહ્યું કે આ છોકરાને લે અને એને ધવડાવજે અને ચાકરી કરજે. હું તને તારૂં જે થશે તે આપીશ.

પોતાના છોકરાની સંભાળ લેવાથી મા કેટલી ખુશ થઈ હશે!

તેણે જાણ્યું કે દેવે મારી પ્રાર્થના સાંભળી અને મારા છોકરાને બુડતો બચાવ્યો.

તે કંઈ સમજતો થાય કે તરત તેની મા દેવ વિશે તેને શિખવે. પણ તેને હમેશાં રાખવાની તેને રજા ન હતી. તે મોટો થયો ત્યારે રાજકુંવરીએ તેને બોલાવીને પોતાની પાસે રાખ્યો. તેણે તેને પોતાનો છોકરો ગણ્યો અને તેનું નામ પાડ્યું. તે બોલી કે હું એને મુસા કહીને બોલાવીશ. મુસાનો અર્થ "ખેંચી કાઢેલો" એવો થાયછે. કેમકે તેને પાણીમાંથી ખેંચી કાઢ્યો હતો.

તે રાજકુંવરી એક સુંદર મેહેલમાં રહેતી હતી અને તેની પાસે ઘણા ચાકર હતા. મુસાને સુંદર કપડાં પેહેરાવવાને મળતાં, સારૂં સારૂં ખાવાનું મળતું, અને ઘણા ચાકરો તેની ખિજમતમાં રહેતા. તેને કંઈ સખત મજુરી કરવાની હતી નહિ. તો પણ તે આળસુ થઈ બેસી રહેતો નહિ. તે ઘણી વાત શિખ્યો હતો. રાજકુંવરીએ ડાહ્યા માણસોને તેને શિખવવાને રાખ્યા હતા.

તે, તારા, પશુ, પક્ષી અને ઝાડનાં નામ શિખ્યો હતો. બધી વસ્તુ જાણીને તે ડાહ્યો થયો હતો. પેલા ડાહ્યા માણસો- એ તેને એક વાત એટલે દેવ વિશે કંઈ શિખવ્યું નહિ. કેમકે તે મૂર્ત્તિની પૂજા કરતા હતા. તો પણ મુસાએ દેવની વાત જાણી હતી. કેમકે તેનાં માબાપ ખરા દેવને ઓળખતાં હતાં અને મુસા નાહનો હતો ત્યારે પોતાનાં માબાપ સાથે રહેતો હતો. મુસા જેટલું જાણતો હતો તેમાં એ વાત ઘણી સારી હતી. તે મિસરના બધા લોક કરતાં ડાહ્યો હતો, કારણ કે તે ખરા દેવને ઓળખતો હતો.

તે બહાદુર અને તેમજ ડાહ્યો હતો અને મિસરના બધા લોક

તેનાં વખાણ કરતા અને તેને માન આપતા. પણ શું, એ બધામાં મુસા સુખ જાણતો હતો? ના. તેનું કારણ હું તમને હવેના પાઠમાં કહીશ.

---

## પાઠ ૨૧.

### મુસા અથવા પવિત્ર ઇચ્છા.

નિર્ગમન. અ: ૨: ૧૧—૧૫.

ઇસ્રાઇલનાં છોકરાં ઈંટ બનાવવામાં કેવી સખત મજુરી કરતાં તે મેં તમને કહ્યું છે. મુસા મોટો થયો ત્યારે આ વિચાર તેના મનમાં આવ્યો:—"હું સુંદર મેહેલમાં રહુંછું અને રાજા જેવો મહોટો છું. મારે કંઈ કામ કરવાનું નથી. પણ બિચારા મારા પિત્રાઇઓ ઇસ્રાઇલનાં છોકરાં ગુલામની પેઠે મજુરી કરેછે. દુષ્ટ માણસો તેમને મારેછે. શું મારાથી તેમને મદદ નહિ થાય." એ વિચારથી તે દલગીર થયો.

દેવ ઇબ્રામને પોતાની ચોથી પેહેડીના માણસ વિશે વચન આપેલું તે તમને યાદ છે? ઇસ્રાઇલનાં એ છોકરાંઓ ઇબ્રામની ચોથી પેહેડીનાં માણસ હતાં.

ઇબ્રામનો છોકરો ઇસહાક અને તેનો છોકરો યાકૂબ હતો. ઇબ્રામની ત્રીજી પેહેડીએ યુસફ અને તેના ભાઇઓ હતા. હવે યુસફનાં છોકરાં તે ઇબ્રામની ચોથી પેહેડીનાં માણસ હતાં અને તેમનાં છોકરાં તે તેની પાંચમી પેહેડી હતી. ઇસ્રાઇલનાં છોકરાં ઇબ્રામને પોતાના દાદાના દાદાનો બાપ કહેતાં. ફકત તેઓએ તેને કોઈ દહાડો જોએલા નહિ. તેઓ જનમ્યાં તે પેહેલાં તે મરીગએલા.

અરે છોકરા, તારે પણ દાદાનો દાદો હતો. તેનું નામ

મને માલમ નથી. પણ તે ઘણી મુદત થયાં મરીગએલા છે તે હું જાણુંછું. જો તે જીવતો હોત તો તે તને છોકરાના છોકરાનો છોકરો અને તેનો છોકરો કહેતે.

હવે હું તમને ઈબ્રામ, ઈસહાક, અને યાકૂબની ચોથી પેહેડી-નાં માણસો અને તેમનાં છોકરાં અને તેમનાં છોકરાંની વાત કહુંછું. તે બધાને હું હમેશાં ઈસ્રાઈલનાં છોકરાં કહીશ.

દેવ ઈબ્રામને તેમને વિશે શું વચન આપ્યું હતું? તેણે કહ્યું હતું કે તેઓએ કનાનમાં રહેવું. તે ઘણો સુંદર દેશ છે અને તેમાં ડુંગર, નદી, ઘાસ, ફુલ, ઘેટાં, ગાયો, દુધ અને મધ એ સઘળું પુષ્કળ છે. દેવે ઈબ્રામને કહ્યું હતું કે એ દેશ હું તારાં છોકરાંને આપીશ એટલે ઈસહાકને નહિ, પણ તેની છઠી પેહેડીનાં માણસોને અને તેમનાં છોકરાંને અને તેમનાં છોકરાંને.

મુસાએ એ વચન સાંભળ્યું હતું. કદાચ તેની માએ એ તેને કહ્યું હશે. પોતે નહાનો હતો ત્યારે બુડતો કેવી રીતે બચેલો તે તેણે સાંભળ્યું હતું. તેણે માન્યું કે દેવ મને કનાનમાં ઈસ્રાઈલનાં છોકરાંને લઈજવા દેશે. તેને એવી મરજી હતી કે મિસરનાં પાપી માણસોમાંથી તેમને ગુલામ થતાં બચાવવાં અને સુંદર કનાન દેશમાં તેમને લઈ જઈ સુખી કરવાં. બિ-ચારાં ઈસ્રાઈલનાં છોકરાંને મદદ કરવાની મુસાએ મરજી કીધી એ દયાભરેલું કામ હતું.

રાજાનો મેહેલ અને સઘળી સારી સારી વસ્તુઓ છોડીને મુસા જ્યાં ઈસ્રાઈલનાં છોકરાં સખત મજુરી કરતાં હતાં ત્યાં ગયો. ઈસ્રાઈલનાં છોકરાંને કેટલીક વખત ઈસ્રાઈલી દાસ કરીને કહેતા હતા.

તેને એવી મરજી થઈ કે દેવે ઈબ્રામને વચન આપેલું તે

તેઓને યાદ છે કે નહિ, અને તેમને કનાન જવાનું મન છે કે નહિ, તે જાણવું જોઈએ.

મિસરમાં ઈસ્રાઈલનાં છોકરાં જે ઠેકાણે કામ કરતાં હતાં ત્યાં મુસા ગયો ત્યારે ત્યાં જે દેખાવ તેણે જોયો તે કેવો દલગીરી ભરેલો હશે. ત્યાં તેઓ તડકામાં સવારથી રાત સુધી મજુરી કરતાં હતાં. તેઓ ઈંટ બનાવવાને માટી ખોદતાં હતાં એ ઘણું કઠણ કામ હતું. પછી તેઓ ઈંટ પાડતાં અને ઢગલા કરી તડકામાં સુકવતાં. પછી ફારૂનને માટે દિવાલ બાંધવાને ઈંટો લઈજતાં.

તેઓને જબરદસ્તીથી ઘણી ઈંટ પાડવી પડતી હતી. અને તેઓ થાકી જતાં ત્યારે ફારૂને મોકલેલાં દુષ્ટ માણસ તેઓને મારતાં. તેઓ અફસોસ અને દલગીરીથી રડતાં તો પણ તેમને સોંપેલું કામ તેમને કરવું પડતું.

કેમકે પેલાં માણસો તેમને કામ સોંપી આપતાં. તે તમે કરો તેટલું થોડું નહિ, પણ ઘણું ભારે કામ.

તે માણસો તેમને કહેતાં કે તમારે આટલી ઈંટ પાડવી. કેટલી ઈંટ પાડવાનું તેઓ કહેતાં તે મને માલમ નથી, પણ ઘણી હતી. જો તેઓ પોતાને સોંપેલું કામ નહિ કરે, તો પેલાં માણસો તેમને મારે.

ગુલામ થવું એ બહુ દલગીરીભરેલું છે.

બિચારા ઈસ્રાઈલનાં છોકરાંની હાલત જોઈને મુસા ઘણો દલગીર હતો.

પેલાં દુષ્ટ માણસોને મુકરદમ કરીને કહેતા હતા. એક દહાડો મુસાએ એક મુકરદમને ઈસ્રાઈલના એક છોકરાને મારતો જોયો. બિચારા ગુલામની આવી માઠી દશા જોઈ

મુસાથી સાંખી રહેવાયું નહિ. મુસાએ જોયું કે પાસે બીજા મુકરદમ તો નથી. બીજા કોઈ તેની નજરે પડયા નહિ. તેથી તેણે પેલા મુકરદમને મારીનાખ્યો અને એક ખાડો ખોદી તેમાં તેને દાટયો.

તમે શું એમ ધારોછો કે મુસાએ પેલા મુકરદમને મારીનાખ્યો તે તેણે ખોટું કીધું? માણસને મારીનાખવું એ મોટું પાપ છે, કેમકે દેવનો એવો હુકમ છે કે કોઈએ માહોમાહે એક બીજાને મારીનાખવો નહિ. પણ દેવની મરજીમાં આવે તો તે લોકોને મારીનખાવે. દેવે મુસાને પેલા પાપી માણસને મારીનાખવા મોકલ્યો હતો કે જેથી બિચારા ઈસ્રાઈલનાં છોકરાંને એમ માલમ પડે કે એ દેવની પાસેથી અમને સુખી કરવાને આવ્યો છે. તેથી મુસાએ પેલા માણસને મારીનાખ્યો તે ખોટું નથી, કારણ કે દેવે તેને તેમ કરવા મોકલ્યો હતો.

ઈસ્રાઈલના એક છોકરાએ તેને જોયો હતો અને ફારૂન રાજાએ તરત તે વાત સાંભળી. તે ઘણો ગુસ્સે થયો અને મુસાને મારીનંખાવવાના ઈરાદાથી તેને શોધી કાઢવાની તજવીજ કીધી. તેથી મુસાને એક દૂર દેશમાં જવું રહેવું પડયું કે ત્યાં રાજાને તે જડે નહિ. તે દેશમાં મુસાનું શું થયું તે હું તમને બીજી વખતે કહીશ. મુસાનાપર દેવનું હેત હતું તેથી તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં દેવ તેની સંભાળ લેતો.

મુસા હમેશાં એક સુંદર મેહેલમાં રહેત, ચારઠમાં બેસીને ફરત, અને ઘણા ચાકર તેને મળત. પણ જુઓ બિચારા ઈસ્રાઈલનાં છોકરાં પર તેનું કેટલું હેત હતું. પ્રભુ ઈસુએ આપણને નરકમાં જતા બચાવવાને સ્વર્ગમાંની પોતાની રાજગાદી છોડી તેના જેવો શું તમે તેને નથી ધારતા.

ફારૂનની છોકરીના છોકરા કહેવાવા કરતાં દેવને રાજી કરવો તે મુસાને વધારે ગમતું હતું. તે જાણતો હતો કે ઈસ્રાઈલનાં છોકરાં પર દેવનું હેત છે અને તેમને કનાનમાં લઈજવાને દેવ કોઈ દહાડો મને મદદ કરશે.

---

## પાઠ ૨૨.

### મુસા અથવા બળતાં ઝાડવાં.

નિર્ગમન. અ: ૨: ૧૯—૨૫; ૩; ૪.

બિચારા ઈસ્રાઈલનાં છોકરાંને મિસરમાં રડતાં મુકીજવાથી મુસાને દુઃખ લાગતું હતું, પણ ફારૂન તેને શોધી કાઢે નહિ તે માટે તેને સંતાઈ રેહેવાની જરૂર પડી હતી.

તેણે મુસાફરીમાં પોતાની સાથે ચાકર કે જનાવર કંઈ લીધું ન હતું. પણ દેવ તેની સાથે હતો. મુસા દેવને જોઈ શકતો ન હતો, તો પણ તે જાણતો હતો કે દેવ મારી પાસે છે અને એટલું તેને સુખ હતું.

ચાલતાં ચાલતાં મુસા એક ઘણા ઘાસવાળા દેશમાં જ્યાં ઘણાં ઘેટાં ચરતાં હતાં ત્યાં આવી પોહોંચ્યો. અહીં એક કુવો હતો. મુસા તે કુવા પાસે બેઠો, કારણ કે તે દૂરથી આવ્યો હતો.

તેની પાસે ઘર, પાથરવા ઓઢવાનું, કે દોસ્તદાર કંઈ ન હતું. તે ઈસુના જેવો હતો કે તેને માથું મુકવાની જગો ન હતી. પણ તમે જોશો કે દેવ તેની સંભાળ લેશે.

થોડી વાર પછી સાત છોકરીઓ તે કુવા આગળ આવી. તે બેનો હતી અને પોતાના બાપનાં ઘેટાંની સંભાળ લેતી હતી. તેઓ ઘેટાંને પાણી પાવા લાવી હતી. પેહેલાં તેઓ તામડી

અને ડોલે વતી કુવામાંથી પાણી કાઢી પાસે કુંડીઓ હતી તેમાં રેડતી હતી, અને ઘેટાં તેમાંથી પાણી પીતાં હતાં. તેઓ આ પ્રમાણે કરતી હતી ત્યારે કેટલાક ભરવાડે આવીને પોતાનાં ઘેટાંને કુંડીમાંથી પાણી પાવા સારૂ તેમને કાઢી મૂકવાનું કીધું, પણ બિચારી છોકરીઓએ કુંડી પાણીએ ભરી હતી અને તેમાંથી પાણી લેવું એ ઘણું ગેરવાજબી થાય. પણ તે માણસો તેમના કરતાં જોરાવર હતા અને તેઓ વારંવાર એ પ્રમાણે તે છોકરીઓ સાથે કરતા હતા.

નબળા માણસને કોઈ દુઃખ દે તે જોવું મુસાને ગમ્યું નહિ. તે ઘણો મજબુત હતો તેથી ઉભો થયો અને છોકરીઓને કાઢી મૂકવા દીધી નહિ, પણ તેમનાં ઘેટાંને માટે પાણી કાઢવા લાગ્યો.

પેલી છોકરીઓએ ધાર્યું કે મુસા ઘણો દયાળુ છે; કારણ કે તેને તેઓ ઓળખતી હતી નહિ તે છતાં તે પાણી કાઢવા લાગ્યો હતો.

તેઓ ઘેર ગઈ ત્યારે તેમના બાપે પૂછ્યું કે આજ આટલી બધી વેહેલી કેમ આવી? તેઓ બોલી કે એક પરદેશી કુવા પાસે હતો, તેણે ભરવાડને અમને કાઢી મૂકવા દીધાં નહિ, અને તેણે આપણાં ઘેટાંને માટે પાણી કાઢી આપ્યું.

ત્યારે તેમના બાપે પૂછ્યું કે તે માણસ ક્યાં છે? તેને અહિં જમવા તેડી લાવો. તેથી તે છોકરીઓએ મુસા પાસે જઈને તેને કહ્યું કે અમારે ઘેર જમવા ચાલો.

તે માણસને મુસા પર આટલી બધી દયા આવી તે દેવના પ્રતાપથી.

તે ડોસાએ મુસાને કહ્યું કે અમારે ત્યાં રહો અને મુસાએ

હા કહી. મુસા તે માણસનાં ઘેટાં સાચવતો અને તે સાતમાંની એક છોકરી જોડે પરણ્યો. ત્યારે પેલો ડોસો મુસાનો સસરો થયો, કેમકે તે તેની વહુનો બાપ હતો.

પેહેલાં મુસા એક રાજકુંવર હતો અને ચારઠમાં બેસી ફર્યો હતો. પણ હવે તે પોતાના ઘેટાંને લીલાં ખેતરમાં ચારવા લઈ જતો.

એક વાતથી મુસા દલગીર થયો હશે તે શું હતું? તે જાણતો હતો કે ઈસ્રાઈલનાં છોકરાં હજુ સખત મજુરીથી નિશાસા મૂકી રહેછે. તેઓ એટલાં બધાં દુઃખી ને એ સુખી થાય? તમે જાણોછો કે તે સુખી થાય નહિ, કારણકે તે બિચારા લોકને એ બહુ ચાહતો હતો.

ખરેખર ઈસ્રાઈલનાં છોકરાં સખત મજુરી કરતાં હતાં. ફારૂન રાજા મરીગયો હતો. પણ બીજો ફારૂન રાજા થયો હતો તે પણ પેલાના જેવો પાપી હતો.

આખરે ઈસ્રાઈલનાં છોકરાંઓએ રડીને દેવની પ્રાર્થના કરી કે અમને મદદ કર અને દેવે તેમની અરજ કાને ધરી. પોતે ઈબ્રામને વચન આપેલું તે તેણે યાદ કીધું અને ઠરાવ કીધો કે એ લોકોને બચાવવા. દેવે તેમને મદદ કરવાને શું કીધું તે હવે તમે સાંભળશો.

એક દિવસ મુસા પોતાના સસરાનાં ઘેટાં ઉંચા ડુંગરપર ચરાવતો હતો તે એકલોજ હતો. તેણે ઉંચું જોયું તો એક ઝાડવું બળતું તેની નજરે પડચું. તેણે જોયા કીધું. તે હજુ બળ્યા કરતું હતું, પણ પેહેલાંના કરતાં વધારે બળ્યું ન હતું. આથી તે ઘણો અચંબો પામ્યો. તે બોલ્યો કે હું જઈને જોઉં કે તે કેમ હજુ બળી રહ્યું નથી.

તે તે તરફ જતો હતો એવામાં તેણે કોઈને બોલતું સાંભળ્યું. તે અવાજ પેલા ઝાડવામાંથી આવતો હતો. એ અવાજ કોનો હશે? તે દેવનો અવાજ હતો. તેણે તેને મુસા, મુસા કરીને બોલાવ્યો.

તેણે જવાબ આપ્યો કે હું અહિં છું.

ત્યારે દેવે કહ્યું કે હું અહિં છું તેથી તું આ પાસે નહિ આવતો. મેં ઈસ્રાઈલનાં છોકરાંને દુઃખે રડતાં સાંભળ્યાં છે. મને યાદ છે કે મેં ઈબ્રામને વચન આપ્યું છે કે તારાં છોકરાં કનાનમાં વસશે અને હું તેમને કનાન મોકલવાનો છું. મુસા, તારે ફારૂન પાસે જઈને તેને કહેવું કે એ લોકોને જવા દો.

આ કામ કરવું શું મુસાને કઠણ ન હતું? પણ દેવે તેને કહ્યું કે હું તારી સાથે રહીશ અને તને મદદ કરીશ.

ત્યારે મુસા બોલ્યો કે કદાચ ઈસ્રાઈલનાં છોકરાંને મિસરમાંથી નિકળવું ગમશે નહિ. તેઓ કહેશે કે અમે તારી સાથે નથી આવતાં; તું સાચું બોલતો નથી; દેવે તને ખરેખર કહ્યું નથી; ત્યારે મારે શું કરવું?

ત્યારે દેવે તેને કહ્યું કે હું તારાથી ચમત્કાર કરાવીશ. દેવે તેને પૂછ્યું કે તારા હાથમાં શું છે?

મુસાના હાથમાં લાંબી લાકડી હતી. એ વતી તે પોતાના ઘેટાંને બાકોરામાંથી કાઢતો અને તે ઉંચા ડુંગર પર ચઢતો ત્યારે તેનો ટેકો દેતો. તેથી દેવે તેને પૂછ્યું કે તારા હાથમાં શું છે? ત્યારે તેણે જવાબ દીધો કે લાકડી.

દેવે તેને કહ્યું કે એને જમીન પર ફેંકી દે. મુસાએ તે પ્રમાણે કીધું એટલે તે લાકડી સાપ થઈ ગઈ. મુસાએ સાપથી ડરીને નાહાસીજવા માડયું.

ત્યારે દેવે તેને કહ્યું કે એની પુછડી પકડ. તેથી મુસાએ તેની પુંછડી પકડી તો તેની પાછી લાકડી થઈ ગઈ.

દેવે મુસાને કહ્યું કે તું મિસર જાય ત્યારે ઈસ્રાઈલનાં છોકરાં આગળ આ ચમત્કાર કરજે, એટલે તેઓ જાણશે કે મેં તને મોકલ્યો છે. પણ જો તેઓ તારૂં કહ્યું નહિ માને, તો હું તને આ બીજું બતાવું તે પણ કરજે. તારી છાતી પર તારો હાથ મૂક તેથી મુસાએ પોતાનો હાથ મૂક્યો અને તેણે પાછો લઈ લીધો ત્યારે તે કોઢીઓ થયો હતો, એટલે તે પર સફેદ ડાઘા ડાઘા પડ્યા હતા. એ કેવું બીહામણું દેખાતું હતું.

ત્યારે દેવે તેને કહ્યું કે તારો હાથ ફરીથી તારી છાતી પર મૂક, ને તેણે મૂક્યો ને પાછો લઈ લીધો ત્યારે તે પેહેલાં હતો તેવો થઈ ગયો.

પછી દેવે મુસાને કહ્યું કે મેં તારી સાથે ખરેખર વાત કીધી છે એ વાતને ઈસ્રાઈલનાં છોકરાં માને નહિ તો આ ચમત્કાર તેમને કરી બતલાવજે.

મુસાએ કહ્યું કે મારાથી સારી રીતે બોલાશે નહિ. શું કહેવું તે હું જાણતો નથી.

ત્યારે દેવે મુસાને કહ્યું કે તારો ભાઈ હારૂન તારી સાથે આવશે અને તારે બદલે તે બોલશે. તમે હારૂન વિશે અગાઉ સાંભળ્યું નથી. તે સારૂં બોલી શકતો હતો. તે ભલો માણસ હતો અને દેવના પર ભાવ રાખતો હતો.

મુસા પાછો પોતાના સસરાને ઘેર ગયો અને તેને કહ્યું કે મારે પાછા મિસર જવું છે. તે પોતાની બૈરી તથા બે નાના છોકરાને લઈને ગધેડા પર બેઠો.

મુસા મિસર જતો હતો એવામાં તેને તેનો ભાઈ હારૂન મળ્યો.

હારૂન તેને જોઈને ખુશ થયો અને તેણે તેને ચુંબન કીધું. પછી મુસા તથા હારૂન સાથે મિસર ગયા.

તેઓએ બિચારાં ઈસ્રાઈલનાં છોકરાંને સખત મજુરી કરતાં રડતાં ને નિસાસા નાખતાં જોયાં. હારૂને તેમને કહ્યું કે ફારૂનને એવું કહેવાને દેવે અમને મોકલ્યા છે કે એ લોકોને કનાન જવા દો. પછી દેવે મુસાને ઝાડવામાંથી બોલતી વખતે જે ચમત્કાર બતાવ્યા હતા તે હારૂને કીધા. કયા ચમત્કાર વિશે હું બોલુંછું તે તમે જાણોછો.

શું હારૂનનું કહેવું ઈસ્રાઈલનાં છોકરાંએ માન્યું? શું તેમને કનાન જવાનું મન હતું? હા, અને દેવે તેમની અરજ સાંભળી તેથી તેઓએ દેવનો ઉપકાર માન્યો.

વ્હાલા છોકરા, મેં તને વારંવાર કહ્યું છે કે દેવ લોકોની પ્રાર્થના સાંભળેછે. વ્હાલા છોકરા, મને આશા છે કે તને કંઈ દુઃખ પડશે ત્યારે તું હમેશાં તેની પ્રાર્થના કરશે.

ઈસ્રાઈલનાં છોકરાંએ તે વાત માની. તેઓ બોલ્યાં કે અમે આવીશું. તેઓએ માથાં નમાવ્યાં અને પ્રભુએ મહેરબાની કીધી માટે તેનો ઉપકાર માન્યો.

પણ ફારૂને તેમને રજા આપી ત્યાં સુધી મુસા તેમને મિસરની બહાર લઈ જઈ શકયો નહિ.

---

## પાઠ ૨૩.

### મુસા અથવા પેહેલી પીડા.

નિર્ગમન. અ: ૫; ૬; ૭; ૮; ૯: ૧—૧૨.

બીજે દિવસે મુસા તથા હારૂન કેટલાંક ઈસ્રાઈલનાં છોકરાં લઈને ફારૂન રાજાને કહેવા ગયા. તે મગરૂર અને પાપી હતો અને મૂર્ત્તિની પૂજા કરતો હતો.

હારૂને રાજા સાથે વાત કીધી. તેણે તેને કહ્યું કે પ્રભુએ કહેવડાવ્યું છે કે ઈસ્રાઈલનાં છોકરાંને છોડ.

શું તમે એમ ધારોછો કે ફારૂને તેમને છોડી મૂક્યા? ના,તે અભિમાનથી બોલ્યો, કે પ્રભુ કોણ છે કે મારે તેના કહેવા પ્રમાણે કરવું. હું કોઈ પ્રભુને ઓળખતો નથી અને હું ઈસ્રાઈલનાં છોકરાંને છોડનાર નથી. એ પ્રમાણે તેણે અભિમાનથી જવાબ દીધો.

આથી ઈસ્રાઈલનાં છોકરાં પર તેની પેહેલાં કરતાં વધારે કરડી નજર થઈ. તેણે મુકરદમોને હુકમ કીધો કે તેમની પાસે વધારે સખત મજુરી કરાવો. તેથી ઈસ્રાઈલનાં છોકરાં તો વધારે રડવા લાગ્યાં.

મુસા તથા હારૂન રાજા પાસેથી બહાર આવ્યા ત્યારે તેમણે ઈસ્રાઈલનાં કેટલાંક છોકરાંને તેમની રાહ જોતાં જોયાં. તે લોકોએ મુસા તથા હારૂનને કહ્યું કે અમને છોડી મૂકવાનું રાજાને કહેવાથી તમે તો અમને ઈજા કીધી. તે તો પેહેલાં કરતાં અમારી પાસે વધારે મજુરી કરાવેછે.

મુસાએ ઈસ્રાઈલનાં છોકરાંને છોડાવવાની તજવીજ કીધી અને તેને આ પ્રમાણે કહેવું એ નગુરઈ ભરેલું કામ હતું. મુસા ઘણો નરમ અને સાલસ હતો તેથી તે ગુસ્સે થયો નહિ, પણ તેણે જઈને દેવની પ્રાર્થના કીધી કે હવે મારે શું કરવું.

દેવે તેને કહ્યું કે ફારૂન રાજા પાસે જઈને તેને સાપનો ચમત્કાર બતાવ. તેથી મુસા તથા હારૂન પાછા રાજા પાસે ગયા. મુસાએ હારૂનને કહ્યું કે આ લાકડી લઈને ભોંય પર નાખ. હારૂને તે ભોંય પર નાખી એટલે તેનો જીવતો સાપ થઈ ગયો. પછી તેઓએ તેની પાછી લાકડી કીધી હતી.

શું ફારૂન હવે એમ કહેશે કે હું ઈસ્રાઈલને જવા દઈશ. ના,

તેમ કહે નહિ. તેનું હૈયું કઠણ હતું અને તે કશાની દરકાર રાખતો નહિ.

તેથી દેવે મુસાને બીજો ચમત્કાર કરવાનું કહ્યું. તે ચમત્કાર હું તમને કહીશ.

મુસા તથા હારૂન સવારમાં વેહેલા ઉઠી મ્હોટી નદીએ ગયા, અને ફારૂન આવ્યો ત્યાં સુધી ત્યાં ઉભા રહ્યા; કેમકે તે ઘણી વખત ત્યાં નાહાવા જતો હતો. ત્યારે તેઓએ તેને કહ્યું કે દેવનું કહેવું તું કરતો નથી અને ઇસ્રાઇલનાં છોકરાંને છોડતો નથી, માટે તું હવે જો કે દેવ શું કરેછે.

પછી હારૂને તે લાકડી લઇને પાણી ઉપર ફેરવી એટલે એક ક્ષણમાં પાણીનું લોહી થઇ ગયું.

શું ફારૂને આ ચમત્કાર જોઇને તે લોકોને છોડવાનું કહ્યું? ના, તેનું હૈયું ઘણું કઠણ હતું તેથી તે દેવનો હુકમ માને નહિ. ફારૂન પાછો ફરી ઘરમાં ગયો અને દેવનો હુકમ માન્યો નહિ.

મિસરના લોકને પીવાનું પાણી મળે નહિ. તળાવનું તેમજ વાસણ અને લોટામાંનું પાણી પણ લોહી થઇ ગયું હતું. નદીમાંનાં માછલાં મરીગયાં અને તેમાંથી ઘણી નઠારી ગંધ નિકળી. લોકોએ પાણીને માટે જમીનમાં ખાડા ખોદ્યા. એક અઠવાડીઆ સુધી પાણીનું લોહી રહ્યું.

ફારૂને માન્યું નહિ તેથી દેવે બીજી મરકી મોકલી.

હારૂને લાકડી લાંબી કીધી એટલે નદી અને તળાવમાંથી હજારો દેડકા નીકળી આવ્યા. તેઓએ શેરીઓમાં, ઘરોમાં, સુવાના ઓરડામાં, બીછાનામાં, રસોડામાં અને રાંધેલાં અન્નમાં દોડાદોડ કરી મુકી. તેઓ ફારૂનના ઘરમાં અને તેના બીછાનામાં પણ પેસી ગયા.

ત્યારે ફારૂને મુસા તથા હારૂનને બોલાવીને તેમને કહ્યું કે દેવની પ્રાર્થના કરો કે આ દેડકાઓને કાઢી મૂકે. હું ઈસ્રાઈલનાં છોકરાંને છોડી મૂકીશ.

મુસાએ જઈને દેવની પ્રાર્થના કીધી એટલે દેવે સઘળા દેડકા મારીનાખ્યા. લોકોએ વાળી દેડકાના ઢગલા કીધા. તે ઢગલામાંથી ઘણી ખરાબ ગંધ નિકળતી હતી.

પણ હજુ ફારૂને કહ્યું કે હું એ લોકોને જવા દઈશ નહિ.

તેથી દેવે બીજી પીડા મોકળી.

હારૂને લાકડી લાંબી કરી સઘળી ધૂળનાં જૂઓ કે ઘણાં ખરાબ નાનાં નાનાં જીવડાં કરી નાખ્યાં. તેઓ માણસ અને જનાવર ઉપર ચડચાં. પણ ફારૂને તેની કંઈ દરકાર કીધી નહિ.

પછી દેવે માખીનાં ટોળે ટોળાં મોકલ્યાં. તેઓએ બારી આગળ જઈ બહારની અને અંદરની બધી ચીજ બગાડી નાખી. પણ ઈસ્રાઈલનાં છોકરાં પાસે કોઈ માખી ગઈ નહિ.

ત્યારે ફારૂન બોલ્યો કે દેવ આ માખીઓને લઈ લે તો હું ઈસ્રાઈલનાં છોકરાંને છોડું.

ત્યારે મુસાએ દેવની પ્રાર્થના કીધી એટલે દેવે બધી માખી લઈ લીધી એક પણ રહેવા દીધી નહિ. ત્યારે ફારૂને કહ્યું કે હું એ લોકોને છોડવાનો નથી.

ત્યારે દેવે બીજી પીડા મોકલી.

ઘોડા, ગધેડાં, ઉંટ, ગાયો અને ઘેટાં માદાં પડ્યાં અને તેમાનાં ઘણાં તો મરી ગયાં. તો પણ ફારૂન તે લોકોને જવા દે નહિ.

પછી દેવે એવું કીધું કે સઘળા મરદ, બૈરાં તથા છોકરાંને ડીલે ઘણાં બધાં ગોડ અને ફોલ્લા થયા. પણ ઈસ્રાઈલનાં છોકરાંને ડીલે નહિ, ફકત ફારૂનની રૈયતનેજ ડીલે. તે લોકો

એટલા બધા માદા હતા કે તેમનાથી ઉઠ્યું પણ થવાય નહિ. તો પણ ફારૂન માને નહિ, કારણ કે તેનું હૈયું વધારે વધારે કઠણ થતું ગયું.

મેં તમને છ પીડા વિશે કહ્યું. તેઓ કઈ કઈ હતી તે યાદ રાખવાની તજવીજ કરો.

૧ લોહીનું પાણી થઈ ગયું.

૨ દેડકા.

૩ નાનાં નાનાં જીવડાં.

૪ માખી.

૫ જનાવરનું મોત.

૬ ફોલ્લા.

દેવે બીજી વધારે પીડા મોકલી હતી તે હું તમને હવે કહીશ.

દેવ ફારૂન કરતાં વધારે જોરાવર હતો અને પોતાનો હુકમ તેની પાસે મનાવવાને શક્તિવાન હતો. ફારૂન દેવનો હુકમ નહિ માનતો એ શું પાપનું કામ ન હતું? આવા મ્હોટા દેવનું કહેવું ફારૂને નહિ માન્યું તેથી શું તે બેવકુફ નહિ કહેવાય?

દેવના હુકમ નહિ માનશે તેને તે શિક્ષા કરશે.

વ્હાલાં છોકરાં, દેવે તમને ઘણા હુકમ કીધા છે. તેણે તમને કહ્યું છે કે જૂઠું નહિ બોલવું, નઠારા છુંદમાં નહિ પડવું અને કોઈને દુઃખ દેવું નહિ. મને આશા છે કે તમે દેવના હુકમ માનવાની કોશીસ કરશો, કારણ કે જો તમે ફારૂનની માફક ધારશો કે એવો દેવ કોણ છે કે હું તેનો હુકમ માનું, તો શું દેવ તમારા પર ઘણો ગુસ્સે નહિ થશે?



## પાઠ ૨૪.

### મુસા અથવા છેલી પીડા.

નિર્ગમન. અ: ૯: ૧૩, ૧૦; ૧૧, ૧૨.

એક દહાડો મુસા તથા હારૂન સવારમાં વેહેલા ઉઠીને ફારૂન પાસે ગયા અને તેને કહ્યું કે તમે મિસરમાં અગાઉ કદી જોયાં ન હોય એવાં કરાંનો વરસાદ કાલે દેવ વરસાવશે. તેથી સઘળાં માણસ તથા જનાવર બહાર હોશે તે મરી જશે. માટે તમારે ગાય, ઘોડા, ગધેડાઓને તબેલામાંજ રાખવા, નહિ તો તેઓ મરીજશે.

મિસરના ઘણા લોકે મુસા તથા હારૂનને આવું કેહેતા સાંભળ્યા. કેટલાકે તેમનું કહેવું માન્યું. તેઓએ પોતાના ઢોરને તબેલામાંજ રાખ્યા અને ચાકરોને કહ્યું કે ઘરમાંજ રહેવું. પણ જેણે એ વાત સાંભળેલી તેમાંના કેટલાકે તે માની નહિ અને પોતાના ઢોરને તથા ચાકરોને ખેતરમાંજ રહેવા દીધાં.

બીજે દિવસે મુસાએ પોતાની લાકડી આકાશ તરફ લાંબી કરી એટલે દેવે ગરજના, કરાં અને દેવતા મોકલ્યાં તે બધે ફરી વળ્યાં. એ ઘણું ભયંકર તોફાન હતું. એવું તોફાન અગાઉ કોઈ દહાડો જોવામાં આવેલું નહિ. કરાં અને ગરજનાનો અવાજ જેણે સાંભળ્યો હશે તે ધ્રુજ્યો હશે. પણ જે લોકો ઘરમાં રહ્યા હતા તેઓ કેટલા ખુશી થયા હશે. ઘણાં જનાવર તથા માણસ મરીગયાં, ઘાસ તથા અનાજ દેવતાવતી બળી ગયું અને ઝાડો ભાંગી પડયાં. પણ ઈસ્રાઈલનાં છોકરાં હતાં ત્યાં કરાં પડયાં નહિ.

આ તોફાનથી ફારૂન બીધો. તેણે મુસા તથા હારૂનને બોલાવીને કહ્યું કે મેં પાપ કીધું છે. દેવની ફકત એટલી પ્રાર્થના

કરા કે હવે ગરજના તથા કરાં મોકલે નહિ. હું ઈસ્રાઈલનાં છોકરાંને છોડી મૂકીશ.

મુસા બોલ્યો કે હું શેહેરની બહાર જઈ દેવ તરફ મારો હાથ લાંબો કરીશ એટલે તે ગરજના તથા કરાં મોકલશે નહિ. પણ હું જાણુંછું કે તું હજુ દેવનો હુકમ માનવાનો નથી.

તેથી મુસા શેહેરની બહાર ગયો, કારણ કે તે તોફાનથી ડરતો ન હતો. પછી તેણે પોતાનો હાથ લાંબો કર્યો એટલે દેવે કરાં તથા ગરજનાને બંધ પાડચાં અને વરસાદ જતો રહ્યો.

શું ફારૂને ઈસ્રાઈલને છોડી મૂકયા? ના. તેણે જોયું કે તોફાન બંધ પડયું ત્યારે તેણે કહ્યું કે હું છોડવાનો નથી. ફારૂનના સઘળા ચાકર પણ પાપી હતા. કારણ કે તેઓએ તેને કહ્યું નહિ કે ઈસ્રાઈલનાં છોકરાંને જવા દો.

ત્યારે મુસા તથા હારૂન પાછા ફારૂન રાજા પાસે ગયા અને તેને કહ્યું કે હવે દેવ તારા દેશમાં તીડ મોકલશે.

તીડ એ શું છે? તેઓ છોકરાના અંગુઠા જેટલા કદના જીવડા હોયછે. હજારો તીડ સાથે હવામાં ઉડેછે, ઝાડ પર બેસેછે અને બધાં પાતરાં તથા ફળ ખાઈ જાયછે.

ફારૂને તથા તેના ચાકરે સાંભળ્યું કે આપણા દેશમાં તીડ આવેછે ત્યારે તેઓ ઘણા ગુસ્સે થયા ને મુસા તથા હારૂનને ગાળો દઈને ઘરની બહાર કાઢી મૂકયા.

મુસાએ લાકડી લાંબી કરી એટલે દેવે ઘણો જબરો પવન મોકલ્યો અને બીજે દિવસે મિસરમાં તીડનાં ટોળેટોળાં આવ્યાં. તીડ આવ્યા ત્યારે આકાશ તેમનાથી કાળું કાળું થઈ ગયું. પણ તેઓએ ઉડચા કીધું નહિ. તેઓ ઝાડ પર બેઠા અને કરાંથી જે ફળ બચ્યાં હતાં તે તેઓ ખાઈ ગયા. તેઓ ઘાસ

પર બેઠા અને તે પણ ખાઇ ગયા. તેઓ ઘરોમાં પણ પેસી ગયા હતા.

ફારૂને તથા તેના ચાકરોએ ધાર્યું કે આપણે માટે કંઇ ખાવાનું રહેવાનું નહિ. ફારૂને તરત મુસાને તથા હારૂનને બોલાવ્યા. તે બોલ્યો કે મેં દેવનો તથા તમારો અપરાધ કીધો છે. ફકત આ વખત મને માફ કરો અને દેવની પ્રાર્થના કરો કે એ તીડોને કાઢીમૂકે. હું ઇસ્રાઇલનાં છોકરાંને જવા દઇશ.

તેથી મુસાએ પ્રભુની પ્રાર્થના કીધી. દેવે બીજો પવન મોકલ્યો એટલે બધા તીડો તેની સાથે ઘસડાઇ જઇને સમુદ્રમાં પડ્યા. મિસરમાં એક પણ તીડ રહ્યું નહિ.

પણ ફારૂને હજુ કહ્યું કે હું ઇસ્રાઇલનાં છોકરાંને જવા દેવાનો નથી.

તીડ આવી ગયા પછી ખેતરમાં ફરવું કેવું દલગીરી ભરેલું થયું હશે. તે વખતે સુંદર શિયાળો હતો, પણ ઉન્હાળા જેવું દેખાતું હતું. ઝાડ પર પાતરાં રહ્યાં ન હતાં અને ઝીણું ઘાસ પણ નજરે દેખાતું ન હતું. સઘળું ઉન્હાળામાં હોય તેવું સુકું થઇ ગયું હતું. ફારૂનના પાપે કરી દેશ પર કેવું દુઃખ આવી પડ્યું હતું!

બીજી વખતે દેવ શું કરવાનો છે તે મુસાએ ફારૂનને કહ્યું નહિ. મુસાએ પોતાની લાકડી આકાશ તરફ લાંબી કરી એટલે એક ક્ષણમાં દેવે બધે અંધારૂં કરી મૂકયું. તેવું અંધારૂં તો કોઇ વખત રાતે પણ હોતું નથી. ત્યાં જરા પણ અજવાળું હતું નહિ. ફકત ઇસ્રાઇલનાં છોકરાં હતાં ત્યાં અજવાળું હતું.

મિસરના લોક આથી ઘણા બીધા. તેઓ કામકાજ કરતા હતા કે ખાતા હતા અથવા ફરતા હતા એવામાં એકદમ અંધારૂં આવી પોહોચ્યું. તેઓ અટકીને જ્યાં હતા ત્યાંજ બેસી ગયા

અને દહાડો રાત ખસ્યાજ નહિ. હવે તેઓને પોતાનાં પાપનો વિચાર કરવાનો વખત મળ્યો હતો.

ત્રણ દહાડા અને ત્રણ રાત સુધી અંધારૂં રહ્યું અને પછી અજવાળું થયું.

પણ શું ફારૂન પોતાનાં પાપને માટે દલગીર હતો? ના, તેનું હૈયું પેહેલાં કરતાં વધારે કઠણ થયું હતું. તેણે મુસાને કહ્યું કે જા, નિકળ અહિંથી, કાળું કર, હવે ફરીથી મારી પાસે આવશે તો તારૂં મોત આવ્યું એમ જાણજે.

ત્યારે મુસાએ કહ્યું કે હવે તું મારૂં મ્હો દેખશે નહિ.

દેવે ફરી મુસાને કહ્યું કે હું બીજી પીડા મોકલવાનો છું. રાતે મિસરના બધા ઘરમાં હું આવીશ અને દરેક માણસના વડા છોકરાને મારીનાખીશ. પણ મારી એવી મરજી છે કે ઈસ્રાઈલનાં છોકરાંએ આટલું કરવું.—દરેક માણસે ડાઘ વગરનું એક મેઢાનું બચ્ચું લઈને તેને કાપવું અને તે દહાડે રાતે પોતાનાં છોકરાં છૈયાં સાથે બેસીને તે ખાવું. મેઢાના બચ્ચાનું લોહી નિકળે તે તેઓએ બારણા પર છાંટવું એટલે હું આવીશ ત્યારે લોહી જોઈને તે ઘરમાંના વડા છોકરાને મારી-નાખીશ નહિ. ઘરનાં બધાં માણસે કુંડાળામાં ઉભા રહી મેઢાનું બચ્ચું ખાવું. તેઓએ મુસાફરી કરવા સારૂ તૈયાર થઈ રહેવું.

તેથી ઈસ્રાઈલનાં બધાં છોકરાંએ મેઢાનાં બચ્ચાં કાપ્યાં અને તેમને સેકી રાતે ખાધાં. તેઓ હાથમાં લાકડી લઈને કુંડાળામાં ઉભાં રહ્યાં અને રોટલી સાક તથા મેઢાનું બચ્ચું ખાધું. બારણાની બારસાક ઉપર લોહી છાંટવું તેઓ ભૂલી ગયા નહિ, કેમકે તેઓને માલમ હતું કે તેમ કીધાથી આપણને કંઈ હરકત થશે નહિ.

મિસરના લોક તે રાતે ધારા પ્રમાણે સુઈ ગયા, પણ મધ- રાતે દરેક ઘરમાંનો વડો છોકરો મરીગયો. દેવના દૂતને ઘરમાં પેસતો કોઈએ જોયો નહિ, પણ તે દરેક ઘરમાં ગયો હતો. તેને ભુંગળ આગળા કંઈ નડચા નહિ. પણ જે ઘરના બારણા ઉપર તેણે લોહી જોયું હતું તે ઘર મૂકીને તે આગળ ગયો.

મિસરમાં માબાપે જાણ્યું કે આપણા વડા છોકરા મરીગયા ત્યારે તેઓએ કેટલી રડાપીટ કીધી હશે. તેઓ ઘરમાંથી રડતા બહાર નિકળ્યા. એક બોલ્યો કે મારો વ્હાલો છોકરો મરીગયો. બીજાએ કહ્યું કે મારો પણ મરીગયો ત્યારે ત્રીજો બોલ્યો કે મારો પણ અને એ પ્રમાણે બધાએ કહ્યું. એટલી રડારોળ મિસરમાં અગાઉ કોઈ દહાડો સાંભળવામાં આ- વેલી નહિ.

ફારૂનનો વડો છોકરો પણ મરી ગયો હતો અને તેમજ ગરીબ લોકોના છોકરા પણ. ફારૂને રાતે ઉઠીને મુસા તથા હારૂનને બોલાવ્યા. પણ તે વખતે અંધારૂં હતું તેથી તેઓ તેનું મ્હો જોઈ શક્યા નહિ.

ફારૂન બોલ્યો કે જાઓ, ઈસ્રાઈલનાં છોકરાંને લઈ જાઓ. તેઓ પોતાનાં ઘેટાં, ગાયો અને જે હોય તે સાથે લઈ જાય.

મિસરનાં બધાં માણસે ઈસ્રાઈલનાં છોકરાંની વિનંતિ કરી કે જેમ બને તેમ જલદીથી ચાલ્યા જાઓ, કારણ કે તેમને એટલી દેહેશત લાગી કે દેવ આપણ બધાને મારીનાખશે.

ત્યારે ઈસ્રાઈલનાં છોકરાંઓએ મિસરમાંની બાયડીઓને કહ્યું કે અમે જઈએ તે પેહેલાં હમને કંઈ સુનું રૂપું આપો.

તેઓએ કહ્યું કે તમને જે જોઈશે તે અમે આપીશું પણ તમે જાઓ.

ઇસ્રાઇલનાં છોકરાંઓએ મિસરમાં ઘણું કામ કીધું હતું અને તેથી તેઓને કંઇ પૈસા આપવા તે વાજબી હતું.

તેથી મિસરની બાયડીઓએ તેમને ઘણી સારી સારી વસ્તુઓ સાથે લઇ જવા આપી.

ઇસ્રાઇલનાં છોકરાં ઘણી ઝડપથી જતાં રહ્યાં. તેઓએ પોતાનો સામાન જેમ હતો તેમ લઇ લીધો. તેઓએ કોથળામાં રોટલી ઘાલી લીધી. તેઓએ પોતાનાં ઘેટાં, ગાયો, ઉંટો અને ગધેડાંને આગળ ચલાવ્યાં. એ પ્રમાણે તેઓ રાતે નિકળ્યા.

ત્યાં ઘણા લોક ભેગા થયા હતા. લંડન શિવાય બીજા કોઇ પણ મોટા શેહેર કરતાં ત્યાં વસ્તી વધારે હતી. કોઇ ન્હાના છોકરાથી તો તે ગણાયજ નહિ.

તેથી મિસરમાં તેઓ આટલા બધા દાહાડા સુધી ગુલામ હતા તેમાંથી તેઓ આખરે બહાર નિકળ્યા. દેવે ઇબ્રામને આપેલું વચન યાદ કીધું હતું અને ઇબ્રામનાં છોકરાં કનાનને રસ્તે ચાલતાં હતાં.

દેવે મુસાને કહ્યું કે તે લોકોને મેં મિસરની બહાર કાઢ્યા તે માટે તેઓએ મારો ઉપકાર કદી ભૂલી જવો નહિ જોઇએ. તેઓએ આજ રાતે કીધુ તેમ દર વરસે એક મેઢાનું બચ્ચું ખાવું.

મેઢાનું બચ્ચું ખાવું એને પાસ્ખાની ઉજાણી કહેછે. એને પાસ્ખા કેમ કહેછે? તેનું કારણ એ છે કે જે બારણે લોહી જોયું તેને ઓલાંડીને દેવદૂત ચાલ્યા ગયા હતા.

દરેક કુટબે જે મેઢું કાપ્યું તે તમારી નજરમાં કોની ઉપમા હતું? ઇસુની.

તે મેઢાના બચ્ચાના લોહીથી કુટબનો વડો છોકરો મરતો

બચ્યો. જે માણુસ ઈસુના ઉપર વિશ્વાસ રાખેછે તે માણુસને તેના લોહીથી નરકમાં સજા થતી નથી. ઈસુ આપણે માટે મુઆ તેથી તેને કેટલો દયાળુ કહેવો. તેની દયા આપણે કોઈ દિવસ ભૂલી જવી નહિ.

હવે દેવે ફારૂન તથા મિસરના ઉપર કેટલી પીડા પાડી તે ગણો.

૧ લોહીનું પાણી થઈ ગયું.

૨ દેડકા.

૩ ધૂલનાં થએલાં નાનાં નાનાં જીવડાં.

૪ માખીઓ.

૫ જનાવરનું મોત.

૬ ફોલ્લા.

૭ કરાં તથા ગરજના.

૮ તીડ.

૯ અંધારૂં.

૧૦ વડા છોકરાનું મરણ.

આ કેવી ભારે પીડા હતી. પણ એના કરતાં પણ તેમને નરકમાં વધારે દુઃખ પડશે.

વહાલાં છોકરાં, મને આશા છેકે તમે દેવનો હુકમ માનશો અને તેને ગુસ્સે કરશો નહિ. દેવ આપણા ઉપર હાલ એવી ભારે પીડા મોકલતો નથી, તે તો તમે જાણોછો. ઈસુ આપણે માટે પ્રાર્થના કરેછે અને દેવ રાહ જુએછે કે આપણે પસ્તાવો કરીએ.

---

## પાઠ ૨૫.

### મુસાઃ—અથવા રાતો સમુદ્ર.

નિર્ગમન. અઃ ૧૩: ૧૦; ૧૪; ૧૫: ૨૨.

ઈસ્રાઈલનાં છોકરાં કનાન જવા નીકળ્યાં હતાં. પણ તે

સુંદર દેશ પોહોંચવાને તેમને ઘણું ચાલવાનું હતું. તેઓને રસ્તો કેમ જડે?

દેવે જાતે તેમને રસ્તો બતાવ્યો. તે તેમની અગાડી કાળા વાદળામાં ચાલ્યો. વાદળાની પછાડી પછાડી તેઓ ગયા. પણ કાળું વાદળું રાતે દેખાય નહિ તેથી રાતે દેવે તેને દેવતા જેવું ચળકતું કીધું. વાદળાથી દાહાડે તેમના પર શીળો પડતો હતો, અને રાતે દેવતાથી અજવાળું મળતું હતું. જ્યારે વાદળું અથવા દેવતા અટકતો ત્યારે મુસા તે લોકોને કહેતો કે તમારા તંબુ ઉભા કરો. એને "છાવણી કરવી" એમ કહેતા હતા.

વાદળું ચાલતું કે તરત તે લોકો પોતાના તંબુ વાળીદઈને ઊંટ તથા ગધેડા પર નાખતા અને ચાલતા.

ઈસ્રાઈલના લોક દરિયા કાંઠો આવ્યો ત્યાં સુધી ઘણી ઝડપથી ચાલ્યા. ત્યાં વાદળું અટક્યું એટલે તેઓએ પોતાના તંબુ કિનારે ઠોકયા. તે સમુદ્રને રાતો સમુદ્ર કહેતા હતા. કદાચ તમે એમ ધારશો કે તે સમુદ્રનું પાણી લોહી જેવું રાતું હશે. પણ તેને રાતો સમુદ્ર કહેતા હતા તો પણ તેનું પાણી બીજા પાણી જેવું હતું.

તેઓ તંબુમાં ઘણીવાર રહ્યા નહિ એટલામાં તો તેઓએ મ્હોટો ઘોંઘાટ સાંભળ્યો. તે ગાડી ઘોડાનો અવાજ હતો. તેઓએ પાછળ જોયું તો ઘણે દૂર ફારૂન તથા ગાડીમાં અને ઘોડા ઉપર ઘણું લશ્કર તેમની નજરે પડ્યું. ફારૂન તેમને છોડી મૂકવાથી દલગીર થયો હતો તેથી તેમને પાછા લઈજવાને તે તેમની પાછળ આવતો હતો.

ઈસ્રાઈલના લોક ઘણા બીધા.

તેઓ હવે શું કરે? તેમનાથી દરિયો ઓળંગી જવાય નહિ,

કારણ કે તેમની પાસે વાહાણ નહિ હતાં. તો પણ તેઓ જ્યાં હતાં ત્યાંજ રહે તો ફારૂન અને તેનું લશ્કર તેમને પકડી પાડે, તેમની સાથે લડે ને તેમને હરાવે. તેઓ શું કરે? તેઓએ દેવને બૂમ પાડી કહ્યું, કે અમને મદદ કર. એ તેઓએ સારૂં કીધું. પણ તેઓએ કંઈ બીજું કીધું તે વાજબી ન હતું. તેઓએ ગુસ્સે થઈ મુસાને કહ્યું, કે તેં અમને મિસરમાંથી કેમ આણ્યા? અહિં આવવા કરતાં અમે ત્યાં મરીજતે તે સારૂં; કેમકે હવે ખરે અમે કપાઈ મરવાના.

મુસાને આવું કહ્યું એ નગુરાનું કામ હતું. પણ મુસાએ તેમને નરમાસથી જવાબ દીધો કે તમે બીઓ નહિ, તમારી વતી દેવ લડશે અને તમે ફરીથી ફારૂનનું તથા તેનાં માણસોનાં મ્હો દેખશો નહિ.

પછી મુસાએ જઈને દેવની પ્રાર્થના કીધી, કારણ કે તેને માલમ હતું કે દેવ ઈસ્રાઈલના લોકને બચાવશે.

ત્યારે દેવે મુસાને કહ્યું કે તારી લાકડી સમુદ્ર ઉપર ફેરવ, એટલે ઈસ્રાઈલનાં છોકરાંને જવા માટે હું સુકો રસ્તો કરીશ.

તેથી મુસાએ પોતાની લાકડી ઉંચી કરી, એટલે કેટલુંક પાણી એક બાજુએ તથા કેટલુંક બીજી બાજુએ ઉંચું થઈ ગયું. અને તે પાણીની બે દિવાલ જેવું દેખાયું અને તેમની વચ્ચે સુકો રસ્તો થઈ ગયો.

ઈસ્રાઈલનાં છોકરાં પોતાનાં ઢોરને લઈને તે રસ્તે ચાલ્યાં. તે રસ્તે તેઓએ ચાલવા માડયું ત્યારે સાંજ હતી. તેઓ આખી રાત તે રસ્તે ચાલ્યા તો પણ અંધારૂં થયું ન હતું.

અંધારૂં કેમ થયું નહિ તે હું તમને કહુંછું. તમને માલમ છે કે આકાશમાંનું વાદળું ઝળાં ઝળાં થતું હતું અને તેથી ઈસ્રાઈલનાં

છોકરાંને અજવાળું પડતું હતું. પણ ફારૂન અજવાળું જુએ એવી દેવની મરજી ન હતી. તેથી દેવે કાળા વાદળાને પાછળ ચલાવ્યું અને તે ઈસ્રાઈલનાં છોકરાં અને ફારૂનની વચ્ચે આકાશમાં રહ્યું. ચળકતી બાજુ ઈસ્રાઈલનાં છોકરાં તરફ હતી અને કાળી બાજુ ફારૂન તરફ હતી. તેથી ઈસ્રાઈનાં છોકરાં પર ઘણું અજવાળું પડતું હતું. પણ ફારૂનનું લશ્કર અંધારામાં હતું, તેથી તેઓ જલદી ચાલી શકયા નહિ. પણ ઈસ્રાઈલનાં છોકરાં જલદીથી કોરડે રસ્તે ચાલ્યાં અને સવાર થતાં તેઓ સામે કાંઠે પોહોંચ્યાં. તે હજુ કનાન પોહોંચ્યાં ન હતાં પણ તેઓ દરીઓ ઉતરી ગયાં હતાં અને કનાનને રસ્તે હતાં.

હવે ફારૂન તથા તેનાં માણસ દરિયાને પેલે પાર ગયાં કે નહિ તે હું તમને કહુંછુઊં. તેઓ દરિયાને કિનારે આવ્યાં ત્યારે તેઓએ દરિયામાં કોરડો રસ્તો અને બે બાજુએ પાણીની દીવાલ જોઈ. તેથી તેઓ તે રસ્તે ચાલ્યાં. દરિયામાં તેઓ અડધે રસ્તે ગયાં અને ઈસ્રાઈલનાં છોકરાંને જલદી પકડી પાડવાની ઉમેદમાં હતાં, એટલે દેવે આકાશમાંથી તેમના તરફ જોયું. ફારૂને તથા તેનાં માણસે ભયંકર અવાજ સાંભળ્યા અને તેથી તેઓ ઘણા બીધા. દેવે તેમને બીવાડયા.

તેઓ પોતાની ગાડીઓ આગળ હાંકી શકયા નહિ. તેઓએ ધાર્યું કે આપણને મારીનાખવાને દેવ ઈસ્રાઈલના લોકને મદદ કરેછે. તેથી તેઓ માહોમાહે બોલ્યા કે "આલો આપણે પાછા જઈએ".

અરે! હવે તે વખત જતો રહ્યો. દેવ એ પાપી માણસોનો નાશ કરવાનો હતો. પાણીની બાહાર નીકળી જવાના ઈરાદાથી તેઓએ જેમ બન્યું તેમ જલદીથી ગાડીઓ હાંકી, પણ વખત

આવી રહ્યો હતો. કારણ કે પાણીની દીવાલો તુટી પડી અને તેઓ ડુબી ગયા. તેઓ પથરની માફક દરિયાને તળીએ જઈ બેઠા.

એ પ્રમાણે ફારૂન તથા તેના પાપી ચાકરોનો અંત આવ્યો. ઇસ્રાએલીઓ સહીસલામત દરિયો ઉતરી ગયા હતા. તેઓ પેલે પાર ગયા કે તરત દેવે મુસાને કહ્યું કે તારી લાકડી ઉંચી કરી પાણીની ભીંતને તોડીપાડ અને કોરડો રસ્તો ઢાંકી નાખ. દેવના કહેવા પ્રમાણે મુસાએ કીધું અને તેથી ફારૂન તથા તેનાં માણસો ભર દરિયે હતાં તેઓ બુડી મૂઆં.

સવારે ઇસ્રાઈલનાં છોકરાંઓએ તેમના તરફ કોઈ આવતી ગાડીનો અવાજ સાંભળ્યો નહિ. પણ તેઓએ ફારૂનના કેટલાક માણસોનાં મુડદાં દરિયા કાંઠે પડેલાં દીઠાં, કેમકે દરિયાએ ઉછાળા મારી તેમને કાંઠે કાઢી નાખ્યાં હતાં.

હવે ઇસ્રાઈલના લોકોએ જાણ્યું કે પાપી માણસો આપણને કંઈ હરકત કરી શકવાના નથી. દેવે તેમનાં પાપને માટે તેમને સજા કરી અને પોતાના વચન પ્રમાણે બિચારાં ઇસ્રાએલીઓને બચાવ્યાં.

ઇસ્રાએલીઓએ તે દહાડે સવારે ઘણો હર્ષ કીધો. દેવે તેમને બચાવ્યાં એ તેની મેહેરબાની માટે દેવનો તેઓએ ઉપકાર માન્યો, અને તેઓ બધાંએ સાથે તેના મહિમાનું એક સારૂં ગીત ગાયું.

તે ગીત આ બોલથી શરૂ થયું. "હું પ્રભુને ગીત ગાઈશ, કેમકે તેનો જય થયો છે. તેણે ઘોડાને તથા તેના સવારને દરિયામાં ફેંકી દીધા." તે દરિયાને રાતો સમુદ્ર કરી કહેતા હતા.

બૈરાંઓએ પણ ઉચું ગાયન કીધું અને એજ બોલ ગાયા.

મુસાની બેહેન મરીઅમે મુસાને ન્હાનેથી મ્હોટો કીધો હતો. તેણે ગાયું અને બીજી બૈરીઓ તેને ઝીલવા લાગી.

ઈસ્રાઈલના બિચારા લોકોને ગાતાં અને મઝા કરતાં જોવાથી કેટલી ખુશાલી થઈ હશે. થોડા દહાડા પર તો તેઓ તડકામાં સખત મજુરી કરતા હતા. પાપી માણસો તેમને મારતા હતા માટે તેઓ રડતા ને નિસાસા મુકતા હતા. હવે તેઓ ગુલામ હતા નહિ. તેઓ સુખેથી રહી શકે એવા એક સુંદર દેશને રસ્તે પડયા હતા.

ન્હાલાં છોકરાં, કનાન કરતાં પણ એક વધારે સારો દેશ છે. મને આશા છે કે આપણે કોઈ દહાડો ત્યાં જઈને રહીશું. તે સુંદર દેશ શી રીતે જવાય તે આપણને દેવે કહ્યું તે સારૂ શું આપણે તેના ગુણ નહિ ગાવા જોઈએ? ન્હાલાં છોકરાં, જો તમે દેવને વારંવાર કહેશો તો તે તમને ત્યાં જવામાં મદદ કરશે. તમને માલમ છે કે શેતાન તમારા આત્મા પોતાની પાસે લેવાની કોશિસ કરેછે. પણ દેવ શેતાન કરતાં વધારે જોરાવર છે. દેવે ફારૂનના હાથથી ઈસ્રાઈલનાં છોકરાંને હરકત થવા દીધી નહિ અને દેવ શેતાનને તમને ઈજા કરતો અટકાવી શકેછે.

---

## પાઠ ૨૬.

### મુસાઃ—અથવા માન્ના અને ખડક.

નિર્ગમન ૧૬; ૧૭: ૧–૭.

ઈસ્રાઈલનાં છોકરાં પોતાના દુષ્ટ રાજા પાસેથી નીકળી આવ્યાં તેથી તેઓ ઘણાં ખુશ થયાં હતાં. હવે તેઓને કંઈ કામ કરવાનું હતું નહિ. તેમને મુસા સરખો દયાળુ અધિકારી મળ્યો હતો. શું હવે તેઓએ ભલા અને સુખી થવું નહિ જોઈએ?

હાલ તેઓ એક મ્હોટા વનમાં હતાં. એ વન કયું હતું તે હું તમને કહુંછું. ત્યાં ભાગ્યેજ કોઈ માણસ કે ઘર હતું. પણ ત્યાં સિંહ તથા રીંછ હતા, તેઓ ગરજના કરતા અને બરાડચા કરતા હતા. ત્યાં સાપ હતા, તેઓ કરડતા હતા, અને વીછુ ડંખ દેતા હતા. ત્યાં નદી નાળાનું તો નામજ ન હતું, પણ ત્યાં ઉંચા ઉંચા ડુંગર અને અંધારા ખાડા ઘણા હતા. ત્યાં ફળઝાડ કે અનાજનાં ખેતર પણ ભાયગેજ હતાં, તેથી ત્યાં તેમને કંઈ ખાવાનું મળે એવું હતું નહિ. તેઓ મુસાફરી કરતાં હતાં તેથી તેમનાથી ત્યાં અનાજ પકવી શકાય નહિ કે ફળઝાડ રોપી શકાય નહિ. હવે બિચારા ઈસ્રાએલીઓ ત્યાં શું ખાય ?

ત્યાં તેઓ એટલાં બધાં હતાં કે તે બધાંને ખાવાને ઘણું જોઈએ. તેઓ મિસરથી નીકળ્યા હતા ત્યારે તેઓએ થોડીક રોટલી લઈ લીધી હતી, પણ તે તો તેઓ થોડી વારમાં ખાઈ ગયાં હતાં.

હવે તેઓએ શું કરવું? તેઓએ દેવની પ્રાર્થના કરવી જોઈએ. તેમના પર તે હેત રાખતો હતો તેથી તે તેમને ભૂખે મરવા દે નહિ. પણ તે ખરાબ લોકોએ કકલવા માડયું. તેઓ મુસા તથા હારૂન પાસે ગયા અને તેને કહ્યું કે અમે મિસરમાં મરતે તે સારૂં થાત, બીજું તો કંઈ નહિ પણ અમને ત્યાં પેટ ભરી ખાવાનું તો મળતું હતું. પણ હવે અમે ભૂખે મરી જવાના. તમે અમને ફકત મારી નાખવાને મિસરમાંથી લાવ્યા છો.

મુસા તથા દેવને તેમની આટલી બધી દયા હતી, તો પણ તેઓ કેવાં નિમકહરામ હતાં.

તો પણ મુસાએ તેમને કઠોર સુકન કહ્યા નહિ. તે જાણતો હતો કે દેવે તેમના ભુંડા બોલ સાંભળ્યા છે. ખરેખર દેવે તે

સાંભળ્યા હતા. દેવે મુસાને બોલાવીને કહ્યું કે મેં એ લોકોનું સાંભળ્યું છે અને હું તેમને ખવાડીશ.

શું તેઓ એવા લાયક માણસ હતા કે તેમને ખવાડવું? ના. તમારી નજરમાં કેમ આવેછે, દેવ તેમને શી રીતે ખવાડશે? તે આકાશમાંથી રોટલીનો વરસાદ વરસાવશે. શું એ દયા ભરેલું નહિ હતું?

બીજે દહાડે સવારે ઇસ્રાઇલના લોકોએ પોતાના તંબુનાં બારણાં તરફ જોયું તો તેઓએ જમીન સફેત દીઠી. જમીન સફેત શાથી થઇ, તેની તેમણે તપાસ કીધી તો તેઓએ ઝીણી ઝીણી ગોળ અને સફેત વસ્તુઓ ભોંયપર પડેલી જોઇ. તેઓ માહોમાહે બોલ્યા કે આ શું હશે? આપણે આવું અગાઉ કંઇ જોયું નથી.

ત્યારે મુસા બોલ્યો કે એ તો દેવ તમારે માટે આકાશમાંથી રોટલી મોકલી. એ એકઠી કરી તમારા તંબુમાં લઇજાઓ.

તેથી બધાં માણસો ટોપલી અને લોટા લઇને આવ્યાં, અને પોતાને માટે તથા પોતાનાં છોકરાં છૈયાંને માટે માન્ના એકઠું કીધું. તે બધાને ચાલે એટલું હતું. વધારે નહિ તેમ થોડું પણ નહિ, પણ જોઇએ તેટલુંજ. તેઓએ તે ચાખી જોયું તો તે મધના જેવું ગળ્યું લાગ્યું, અને તેને તેઓએ “માન્ના” એવું નામ આપ્યું.

પછી તેઓ તે ઘેર લઇ ગયા અને તેમની બૈરીઓએ તે બપોરે રાંધ્યું. તેઓએ ખાંડી સેકીને તેની રોટલી બનાવી. તેઓ નાસ્તામાં, જમણમાં, અને વાળુમાં પણ માન્નાજ ખાતા. માન્ના શિવાય બીજું કંઇ નહિ. તે સ્વાદે ઘણી સારી અને માફક આવે એવી હતી. માણસના શું, દૂતના ખાવા લાયક

તે હતી, કેમકે તે આકાશમાંથી આવી હતી. અને અનાજની માફક જમીનમાં પાકી ન હતી. મળસકે અજવાળું થતાં પેહેલાં દેવ તે મોકલતો હતો, અને તેથી દરેક માણસને તે એકઠું કરવા વેહેલું ઉઠવું પડતું હતું. કેમકે તાપ પડતો ત્યારે તે પીગળી જતું હતું. તેથી ઈસ્રાઈલનાં છોકરાં જો જલદી ઉઠે નહિ તો તેમને ખાવાનું મળે નહિ.

મુસાએ તેમને કહ્યું કે માન્ના રાખી મૂકશો નહિ, કેમકે દેવ દરરોજ તે મોકલશે. જો રાતે તે થઈ રહે તો ડરશો નહિ. દેવના ઉપર ભરોસો રાખજો. તે બીજું મોકલશે.

પણ કેટલાક લોકોએ માન્ના રાખી મૂક્યું. તેઓએ કહ્યા પ્રમાણે કીધું નહિ અને નિમકહરામ થયા. તેઓએ બીજે દહાડે રાખેલું માન્ના જોયું તો તેમાં કીડા પડેલા દીઠા. તેઓથી તે ખવાયું નહિ, પણ ફેંકી દેવું પડ્યું. દેવ કહે તે નહિ માનવું એ કેવી બેવકુફીનું કામ છે!

થોડી વાર પછી તે લોકો પાસે પીવાનું પાણી હતું નહિ. તે જંગલમાં નદી કુવા કે તળાવ કંઈ હતું નહિ. શું તમે એમ ધારોછો કે દેવ તેમને તરશે મરી જવા દેશે?

એ ખરાબ ઈસ્રાઈલ લોકોએ એમ ધારયું કે દેવ આપણને મારી નાખશે. તેથી તેઓ મુસા પાસે ગયા અને ઘણા ગુસ્સે થઈ તેને કહ્યું કે તેં અમને મિસરમાંથી કેમ આણ્યા? અમને અમારાં છોકરાં છૈયાંને તથા અમારાં ઢોરને તરસે મારી નાખવાનો તારો ઈરાદો છે.

તેઓ એટલા ગુસ્સે થયા હતા કે મુસાને એમ લાગ્યું એ લોકો મને થોડી વારમાં પથરા મારી મારીનાખવાના. તો પણ મુસા એક શબ્દ બોલ્યો નહિ અને દેવની પ્રાર્થના કરવા

લાગ્યો. તે બોલ્યો કે હવે એ લોકોને માટે હું શું કરૂં? ત્યારે દેવે તેને કહ્યું કે તારી લાકડી લે અને થોડાંક માણસને લઈને એક ટેકરી ઉપર જા અને તું ખડક પાસે જઈએ પોહોંચે ત્યારે તારી લાકડી ખડકમાં મારજે એટલે તેમાંથી પાણી નિકળશે.

તેથી મુસા થોડાંક માણસ લઈને એક ટેકરી ઉપર ગયો અને ખડકમાં લાકડી મારી એટલે તેમાંથી ધડ ધડ પાણી નીકળ્યું.

ખડક તો કઠણ તથા સુકો પદાર્થ હોયછે તો પણ દેવે તેમાંથી પાણી કાડયું. પાણી ઝપાટાબંધ વહેતું નીચે ગયું. ડુંગરની તળેટી આગળ જે માણસો હતા તેઓએ કોરડી જમીન ઉપર નદીની માફક પાણી આવતું જોયું.

તરસ્યા લોક તે જોઈ કેવા ખુશ થયા હશે. તેમનાં મ્હો અને જીભ સુકાઈ ગઈ હતી અને તેમને ગળે શોષ પડયા હતા પણ હવે પાણી તેમની નજરમાં આવે તો નીચા વળીને તેઓ પીએ અથવા પોતાના લોટા પાણીએ ભરી લે. બિચારી ગાયો, ઘેટાં અને ગધેડાં પાણી પીવાને દોડયાં

જુઓ દેવે લોકોના ઉપર તેમનાં દુઃખના વખતમાં કેવી દયા કીધી. શું તેઓએ તેના ઉપર હમેશાં ભરોસો રાખી બે-ધડક નહિ રહેવું જોઈએ કે તે મદદ કરશે?

વહાલાં છોકરાં, દેવ તમારા ઉપર બહુ દયા રાખેછે. તમારે ઈસ્રાઈલના લોકોની પેઠે કદી બબડવું નહિ, પણ દેવનો ઉપકાર માનવો અને તેના ગુણ ગાવા.

---

## પાઠ ૨૭.

### મુસાઃ—અથવા સિના પર્વત.

નિર્ગમન. ૧૯; ૨૦; ૨૪; ૩૧; ૧૮.

ઈસ્રાઈલના લોકોએ તે વનમાં ચાલ્યા કીધું. તે વન ઘણું

મ્હોટું હતું તેથી કનાન પોહોંચતાં તેમને ઘણા દહાડા લાગશે.

ચાલતાં ચાલતાં તેઓ એક ઘણા ઉંચા પર્વત આગળ આવી પોહોંચ્યા. તેને સિના પર્વત કરીને કહેતા હતા. મુસાએ ઘેટાં ચરાવતાં જ્યાં બળતું ઝાડવું જોયું હતું તે એજ પર્વત. દેવે તેની સાથે જ્યાં પેહેલ વેહેલી વાત કીધી હતી તેજ જગાએ તે ઈસ્રાઈલના લોકોને લાવ્યો.

ઈસ્રાઈલના લોકોએ પર્વતની તળેટી પાસે છાવણી કીધી, કારણ કે પેલું વાદળું ત્યાં અટક્યું, તેથી તેઓએ જાણ્યું કે આપણે એ જગાએ મુકામ કરવો.

દેવે મુસાને કહ્યું કે તું પર્વતની ટોચ ઉપર આવ, કારણ કે મારે તને કંઈ કહેવાનું છે તેથી મુસા ઉપર ગયો. ત્યારે દેવે મુસાને કહ્યું કે ઈસ્રાઈલના લોકોને મિસરમાંથી લાવવામાં મેં તેમના પર કેટલી દયા કીધી તે તેં જોયું કે નહિ? હવે નીચે જઈને તેને પૂછ કે હું કહીશ તે કરશો કે નહિ? કારણ કે જો તેઓ મારા કહેવા પ્રમાણે કરશે તો તેઓ મને સદા વહાલા લાગશે.

તેથી મુસાએ નીચે જઈને તેમને પૂછ્યું કે તમે દેવનો હુકમ માનશો કે નહિ? તેઓએ જવાબ આપ્યો કે હા, પ્રભુ જે અમને કહેશે તે અમે કરીશું.

ત્યારે મુસા પાછો પર્વતની ટોચ ઉપર ગયો અને તેણે દેવને કહ્યું કે તે લોકો એમ કહેછે કે દેવ અમને જે કહેશે તે બધું અમે કરીશું.

ત્યારે દેવ બોલ્યો કે, મુસા, હું હવે તે લોકોને મારો શબ્દ સંભળાવીશ અને તેઓ મને તારી સાથે વાત કરતો જોશે. નીચે જઈને તેમને કહે કે તૈયાર રહો.

તેથી મુસાએ નીચે જઈને તે લોકને કહ્યું કે ત્રણ દહાડામાં તમે દેવનો બોલ સાંભળશો અને પર્વતની ટોચ ઉપર વાદળામાં

તમે તેને જોશો. માટે તમારાં કપડાં ધોઈ તૈયાર થઈ રહો.

તેથી તે લોકોએ પોતાનાં કપડાં ધોયાં, એવા ઈરાદાથી કે સાફ ધોએલાં કપડાં પેહેરીને આપણે દેવની સામા ઉભા રહીએ. મુસાએ તે લોકને કહ્યું કે એ પર્વતની આસપાસ કટેરા કરો કે કોઈ પર્વત પાસે જાય નહિ તથા તેને અડકે પણ નહિ. ગોટાંએ પણ પર્વત ઉપર ચરવું નહિ, કારણ કે તે દેવનો પર્વત છે.

ત્રીજે દિવસે મળસકું થતાં તે લોકોએ એક મ્હોટો અવાજ સાંભળ્યો અને તેથી તેઓ ધ્રુજ્યા. મુસાએ તેમને કહ્યું કે તંબુની બહાર આવો અને દેવ તરફ જુઓ.

તેઓએ કેવો બીઆમણો દેખાવ દીઠો! તે પર્વત હાલતો હતો અને ઉંચો નીચો થતો હતો. ટોચ ઉપર ઘણો દેવતા અને એક મ્હોટું વાદળું જણાતું હતું, અને એટલો બધો ધુમાડો થઈ રહ્યો હતો કે બધું આકાશ કાળું કાળું થઈ ગયું હતું અને બધે અંધકાર પસરી ગયો હતો. ત્યાં ગરજના તથા વિજળીઓ થતી હતી. એવામાં એક અવાજ દેવતામાંથી નીકળ્યો. પડઘમના જેવો તે અવાજ હતો, અને ધીરે ધીરે તે મ્હોટો થતો ગયો. મુસા જાતે પણ બીધો. તે બોલ્યો કે મને ધ્રુજારી આવેછે અને દેહેશત લાગેછે.

પ્રભુએ મુસાને કહ્યું કે મારી પાસે પર્વતની ટોચ ઉપર આવ.

તેથી મુસા ઉપર ગયો અને બધા લોકે તેને જતો જોયો. તે હાલતા પર્વત ઉપર ધુમાડાના ગોટે ગોટમાં ગયો.

મુસા ઉપર ગયો ત્યારે દેવે તેને ધીમે રહીને કહ્યું કે જા, જઈને તે લોકોને કહે કે મારી પાછળ ઉપર નહિ આવશો, કારણ કે તેઓએ આ પર્વત ઉપર આવવું નહિ.

ત્યારે મુસા બોલ્યો કે મેં પર્વતની આસપાસ કટેરા કરાવ્યા છે.

તો પણ દેવે તેને કહ્યું કે, "તું જા, અને તેમને કહે કે પાસે નહિ આવો." કારણ કે તે લોકો કહ્યું કરે નહિ એવા અને શરમ વગરના હતા તે દેવને માલમ હતું.

તેથી મુસાએ નીચે ઉતરીને તેમને કહ્યું કે, "પર્વતને અડકવાને હિમ્મત ધરશો નહિ. જો અડકશો તો માર્યા જશો."

પછી બધા લોક સાંભળે એટલે મ્હોટેથી દેવ બરેબર બોલ્યો. તે સાંભળી તે લોકો ધ્રુજ્યા. તમે જો તે પર્વત જોયો હોય તો આ લોક તેની આસપાસ ઉભેલા ને ધ્રુજ્યા, તેથી તમે અચંબો પામો નહિ.

દેવે મ્હોટેથી બોલી શું કહ્યું? તે શબ્દો તમે દેવળમાં વારંવાર સાંભળ્યા છે. દેવ આટલું બોલ્યો હતો, "મિસર દેશમાંથી એટલે દાસપણાના ઘરમાંથી (એટલે તમે ગુલામ હતા ત્યાંથી) તને કાહાડી લાવ્યો તે હું પ્રભુ તારો દેવ છું.

૧ મારી સન્મુખ તને અન્ય દેવો ન હોવા.

૨ તું પોતાને સારૂ કોઈ કોરેલી મૂર્ત્તિ ન કર, ને તેઓની સેવા ન કર.

૩ પ્રભુ તારા દેવનું નામ તું વૃથા ન લે.

૪ સાબત દિન પવિત્ર માનવાને તેનું સ્મરણ કર, કારણ કે તે દહાડે તે પોતાના કામથી સ્વસ્થ થયો.

૫ તારા બાપનું તથા તારી માનું તું સન્માન કર.

૬ તું હત્યા ન કર.

૭ તું વ્યભિચાર ન કર. (એટલે કોઈ માણસે બીજાની બૈરી લઈ જવી નહિ અથવા કોઈ બૈરીએ પોતાના ધણીને છોડી બીજા ધણી સાથે નિકળી જવું નહિ).

૮ તું ચોરી ન કર.

૯ તું તારા પડોસી વિષે મિથ્યા સાક્ષી ન પુર. (એટલે બીજા વિષે કોઈએ જુઠું બોલવું નહિ).

૧૦ તું લોભ ન રાખ." (એટલે બીજાનું જે કાંઈ હોય તે લેવાની મરજી ન કર).

આટલું દેવ તે પર્વત ઉપર બોલ્યા પછી તેણે કંઈ બીજું કહ્યું નહિ.

દેવ બોલતો બંધ થયો ત્યારે પેલા લોકો ખુશી થયા કેમકે તેમનાથી ભયંકર અવાજ સંભળાતો ન હતો. દેવ બોલતો હતો ત્યારે તેઓ આઘા આઘા જતા રહ્યા હતા.

તરત તેઓએ મુસાને આવીને કહ્યું કે દેવની વિનંતિ કરો કે અમને તે હવે કદી પોતાનો ઘાંટો સંભળાવે નહિ. એથી અમને ઘણો ડર લાગેછે. મુસા, અમારી એવી મરજી છે કે દેવને જે કહેવું હોય તે તમને કહે અને તે તમારે અમને કહેવું.

તેથી મુસા પાછો પર્વતની ટોચ ઉપર કાળા વાદળા પાસે ગયો અને લોકોએ જે કહ્યું હતું તે તેણે દેવને કહ્યું. તે બોલ્યો કે તે લોકોની એવી મરજી છે કે તમારે હવે તેમની સાથે વાત ન કરવી.

ત્યારે દેવ બોલ્યો કે મારો અવાજ સાંભળવાનું તેમને મન નથી તે ઠીકછે. હું તારી સાથે વાત કરીશ અને તારે તેમને કહેવું, તેઓ મારો હુકમ માને અને હું તેમને સદા આશીર્વાદ દઉં એવી મારી મરજી છે.

તમે જોયું કે દેવની એવી મરજી હતી કે લોકો ભલા અને સુખી થાય. પણ તેને માલમ હતું કે તેઓ ખરા દીલથી મારા પર ભાવ રાખતા નથી.

મુસા દેવના પર ખરેખરો ભાવ રાખતો હતો. દેવે તેની સાથે ઘણી વાતચીત કીધી; મુસાને કહ્યું કે તું એકલો ઉપર

આવીને અહિં મારી સાથે રહે. તેથી તે જઈને ચાલીસ દહાડા અને ચાલીસ રાત દેવ પાસે રહ્યો. તેટલા વખત સુધી તેણે રોટલી ખાધી નહિ અને પાણી પણ પીધું નહિ. પણ દેવ તેને જીવતો રાખ્યો અને મ્હોટા વાદળામાંથી તેની સાથે વાતચીત કીધી.

ત્યાર પછી દેવે મુસાને એક પુસ્તક આપ્યું. તે પુસ્તક કેવું હતું? તમે ચોપડીઓ જોઈછે તેવું તે કાગળનું બનેલું ન હતું, તે તો પત્થરનું હતું. તેને ફકત બે પાનાં હતાં અને તે પર ઘણા ઝીણા અક્ષર હતા. દેવે એ પત્થરનું પુસ્તક બનાવ્યું હતું અને પોતાને હાથે તેમાં લખ્યું હતું.

તેમાં શું લખ્યું હતું તે જાણવાને તમને મન હશે. દેવ વાદળામાંથી મ્હોટે અવાજે જેટલા શબ્દ બોલ્યો હતો તે બધા તેણે તેમાં લખ્યા હતા, ઈસ્રાઈલનાં છોકરાંને દેવે જે દસ વાત કહી છે તેને દસ હુકમ કહેછે.

મુસા ઈસ્રાઈલનાં છોકરાંને દેવના હુકમ વાંચી સંભળાવે અને તેઓ તે કદી ભૂલીજાય નહિ તે માટે દેવે તે લખી લીધા હતા.

આપણે પણ દેવના હુકમ ભૂલીજવા ન જોઈએ. આપણે વાંચિયે તે માટે તેઓ દેવળોમાં લખેલા હોયછે. તમે કદી તે જોયા છે? વ્હાલાં છોકરાં, મારી એવી મરજી છે કે તમે તે હુકમ શીખો. હું તમને તેનો અર્થ પાછો કહી જઈશ.

તેમાંનો એક હુકમ આ છે. "મારી સન્મુખ તને અન્ય દેવો ન હોવા." દેવે ઈસ્રાઈલનાં છોકરાંને કહ્યું હતું કે તમે બધા કરતાં મારા પર વધારે ભાવ રાખો. પણ તેઓએ તેમ કીધું નહિ. તેમનાં પાપ વિશે આપણે સાંભળીશું. બધા કરતાં આપણે દેવના પર વધારે ભાવ રાખવો જોઈએ, કેમકે તેના જેટલો દયાળુ અને ભલો કોઈ નથી.

## પાઠ ૨૮.

### મુસાઃ—અથવા સુનાનું વાછરડું.

નિર્ગમન. ૩૨.

મુસા ચાલીસ દાહાડા અને ચાલીસ રાત પર્વત ઉપર રહ્યો. તેની ગેરહાજરીમાં ઇસ્રાઈલના પુત્રોએ શું કીધું?

પેહેલાં તો તેઓ સારી રીતે ચાલ્યા. પણ પાછળથી તેઓ રાહ જોતાં કંટાળી ગયાં. તેઓને ધિરજ રહ્યું નહિ. તેમને જલદી કનાન જવું હતું, પણ વાદળું પર્વતની ટોચ ઉપર અટક્યું હતું અને તે ચાલે તથા મુસા તેમને ચાલવાનું કહે તે શિવાય તેમને જવાની રજા ન હતી. મુસા પર્વતને શિખરે હતો. તેઓએ ધાર્યું કે હવે મુસા પાછો આવવાનો નહિ. તેથી તેઓએ હારૂનને જઈને કહ્યું કે અમારી આગળ ચાલવાને અમને બીજા દેવ બનાવી આપ, કેમકે મુસાનું શું થયું તે હમે જાણતાં નથી.

એ તેઓએ માગ્યું તે કેવું પાપ હતું. પણ તમને માલમ છે કે તેઓ મિસરમાં રહ્યા હતા. ત્યાં તેઓએ લોકોને મૂર્ત્તિ પૂજતા જોએલા અને તેથી તેઓ પણ તેજ પ્રમાણે કરતાં શિખ્યા હતા.

હારૂનને એટલી દેહેશત લાગી કે એ લોકો ખુશી થાય એવી એક મૂર્ત્તિ જો હું એમને નહિ કરી આપું તો એ લોકો મને મારી નાખશે. તેથી તે બોલ્યો કે તમારી સુનાની વાળી મને આણી આપો અને લોકોએ પોતાની વાળી તેને આણી આપી.

આટલી બધી સુનાની ચીજ તેમને ક્યાંથી મળેલી વારૂ?

તેઓ મિસરમાંથી નિકળ્યા તે પેહેલાં ત્યાંની બાયડીઓએ તેમને સુનું આપ્યું હતું.

હારૂને તે બધી વાળી દેવતામાં ગાળી નાખી અને તે સુનું નરમ

થયું ત્યારે તેણે તેની એક મૂર્ત્તિ બનાવી. તેણે તે વાછુરડાના આકારમાં બનાવી. મિસરના લોક વાછુરડા પૂજતા હતા.

ઈસ્રાઈલના છોકરાંએ તે જોઇ કે તરતજ તેઓ તેના ગુણ ગાવા લાગ્યા. તેઓ બોલ્યા કે મિસરમાંથી અમને જે અહિં લાવ્યું તે એજ છે. પછી હારૂને તે મૂર્ત્તિને એક ઉંચી જગાએ બેસાડી અને તેની આગળ એક વેદી બાંધી અને બોલ્યો કે કાલે એક મ્હોટી ઉજાણી કરો.

બીજે દિવસે તેઓ ઘણા જલદી ઉઠયા. તે દિવસ તેઓએ વાછુરડાની પૂજા કરવામાં કાહાડયો. તેઓએ પોતાનાં મેઢાનાં બચ્ચાં તથા બકરાં લઇને હોમ કરવાની વેદી ઉપર વાછુરડાને અર્પણ કીધાં અને પછી નાચતા ગયા અને વાછુરડાના ગુણ ગાતા ગયા.

તમને યાદ તો હશે કે થોડી વખત ઉપર તો તેઓએ દેવનો હુકમ હમેશા માનવાનું કહ્યું હતું. પણ તેઓએ પોતાનું વચન પાળ્યું નહિં. દશ હુકમમાંનો એક આ છે "તું પોતાને સારૂ કોરેલી મૂર્ત્તિ ન કર અને તેની આગળ ન નમ." કેટલી થોડી વારમાં તેઓએ એ હુકમ તોડયો.

મુસા પર્વતની ટોચ ઉપર દેવ સાથે વાત કરતો હતો. ઈસ્રાઈ-લીઓ જે કરતા હતા તે તેને માલમ ન હતું, પણ દેવ તે જાણતો હતો. દેવે મુસાને કહ્યું કે તું નીચે જા; જે લોકોને તું મિસરમાંથી લાવ્યો છે તેઓએ એક સુનાનું વાછુરડું બનાવ્યું છે અને તેની તેઓ પૂજા કરેછે. હું તેમના પર ઘણો ગુસ્સે થયો છું અને તે બધાંને હું મારી નાખીશ. પણ મુસા હું તને તથા તારાં છોકરાંને બચાવીશ.

પ્રભુ ગુસ્સે થયો તે સાંભળી મુસા ઘણો દલગીર થયો. તેથી

તેણે દેવના કાલાવાલા કીધા કે એ લોકોને માફ કરો. તે બોલ્યો કે મિસરમાંથી તેમને તમે કેવી રીતે લાવ્યા અને ઈબ્રામનાં છોકરાંને આશીર્વાદ દેવાનું તમે તેને કેવું વચન આપ્યું હતું તે યાદ કરો. દેવે મુસાની પ્રાર્થના સાંભળી અને એવો ઠરાવ કીધો કે બધાને મારી નાખવા નહિ. મુસા કેવો દયાળુ હતો કે તેણે તે લોકોને માટે પ્રાર્થના કીધી! દેવે એમ કહ્યું કે હું બધા લોકોને મારી નાખીશ નહિ તે માટે તેને પણ કેટલો દયાળુ સમજવો!

પછી મુસા પોતાના હાથમાં પત્થરની પાટીઓ લઈને વેહલો નીચે ઉતર્યો. તે પાહડની તળેટીની લગભગ જઈ પોહોંચ્યો ત્યારે તેણે કોઈને ગાતાં સાંભળ્યાં અને તેથી તેણે જાણ્યું કે એતો ઈસ્રાઈલનાં છોકરાં વાછુરડાના ગુણ ગાયછે. તે તંબુ આગળ જઈ પોહોંચ્યો ત્યારે તેણે વાછુરડાને તથા તેની આસ-પાસ લોકોને ગાંડા અથવા પીધેલા માણસની પેઠે નાચતા જોયા. મુસાને તો તે જોઈ ઘણું બિહામણું લાગ્યું, તેને ઘણી રીસ ચઢી અને તેથી તેણે પત્થરની ચોપડી ભોંય પર ફેંકી દીધી અને તેના કકડે કકડા કરી નાખ્યા. ઈસ્રાઈલનાં છોકરાંએ દેવના કાયદા તોડયા અને મુસાએ રીસ અને દલગીરીથી ચોપડી ભાંગી નાખી. મુસાએ તે પત્થરની ચોપડી તે લોકોને આપી નહિ.

મુસાને પાછો આવેલો જોઈને શું તે લોકો બીધા નહિ હશે? તેઓએ એમ ધાર્યું હતું કે હવે મુસા પાછો આવશે નહિ પણ તેણે તો તેમને પાપ કરતાજ પકડયા.

તેણે વાછુરડું લીધું અને પાછું તેને દેવતામાં નાંખ્યું. તેમ કરતાં કોઈએ તેનો અટકાવ કીધો નહિ. પછી તેણે તેનો

ભુકો કરીને પાણીમાં નાખ્યો અને તે પાણી ઈસ્રાઈલનાં છોકરાંને તેણે પાઈ દીધું.

હારૂને વાછુરડું બનાવી આપ્યું હતું તેથી મુસા તેના ઉપર ઘણો ગુસ્સે થયો. તેણે હારૂનને કહ્યું કે તેં એ લોકોને પાપી કેમ થવા દીધા ?

હારૂન બોલ્યો કે મારા ઉપર ગુસ્સે થશો નહિ. એ લોકોને એ ગમ્યું માટે એઓએ મને કહ્યું કે એક વાછુરડું બનાવી આપો. મ તેમને રાજી કરવાને તે પ્રમાણે કીધું.

એ સારૂં કારણ ન હતું. હારૂને વાછુરડું બનાવી આપ્યું તે તેણે ઘણું ખોટું કામ કીધું. લોકો આપણને કહે તો પણ આપણે પાપ કરવું નહિ.

મુસાએ કેટલાંએક માણસને કહ્યું કે તલવાર લઈ આ લોકોને કાપી નાખો. તેઓએ તલવાર લઈ ત્રણ હજાર માણસ કાપી નાખ્યાં. દેવે ઘણાં માણસને માદાં પાડયાં.

ઈસ્રાઈલનાં પાપી છોકરાંઓને દેવે એટલી શિક્ષા કીધી. તેઓએ સુનાના વાછુરડાની પૂજા કીધી તે માટે તેઓ મોતની સજાને લાયક હતા. પણ મુસાની પ્રાર્થના સાંભળી દેવે તે બધાને મારી નાખ્યા નહિ.

પત્થરની પાટીઓ કેવી રીતે ભાંગી તે તો તમે સાંભળ્યું છે. દેવે જાતે નવું પુસ્તક બનાવ્યું નહિ, પણ મુસાને એક પત્થરનું પુસ્તક બનાવવાનું કહ્યું અને પછી દેવે તેમાં આગલી પાટીઓમાં લખેલા તે પ્રમાણે દશ હુકમ લખ્યા.

દેવે પાછો મુસાને પાહાડ ઉપર બોલાવ્યો અને પછી તેણે પત્થરની ચોપડીમાં દશ હુકમ લખ્યા. દેવે મુસાને ચાલીસ દહાડા અને ચાલીસ રાત પાહાડ ઉપર પોતાની સાથે એકલા

રહેવાને કહ્યું. ભાઈબંધ જેમ એક બીજાની સાથે વાત કરે તેમ દેવે મુસા સાથે વાતચીત કીધી. તેણે મુસા સાથે વાત કીધી તે વખતે ઇસ્રાઈલીઓ બીધા હતા તેવા મોટા ઘાંટાથી તે બોલ્યો નહિ અને તે વખતે ગરજના, વિજળી કે ધુમાડો પણ થયો નહિ. પાહાડ ઉપર દેવ સાથે રહેવાનું મુસાને ગમતું હતું. મુસાને દેવનો ડર કેમ નહિ લાગ્યો? તેનું કારણ એ હતું કે દેવનો આત્મા તેનામાં હતો. વહાલાં છોકરાં, જો તમારામાં દેવનો પવિત્ર આત્મા હોય તો તમે તેને બાપની પેઠે ચાહો. દેવે પોતાનું કેટલુંક સુંદર તેજ મુસાને જોવા દીધું. પણ તેણે તેને પોતાનું મ્હો બતલાવ્યું નહિ, કેમકે જો મુસાએ દેવનું મ્હો જોયું હોત તો તે મરીજાત. દૂતો તથા સ્વર્ગના લોક દેવનું મ્હો જોયછે પણ પૃથ્વી ઉપરના માણસથી એટલું તેજ જોવાય નહિ.

મુસા પર્વત ઉપર એકલો દેવ સાથે હતો ત્યારે દેવે તેને શું કહ્યું તે હું તમને થોડી વારમાં કહીશ.

મુસા દેવ સાથે એકલો હતો ત્યારે તેણે કંઈ રોટલી ખાધી નહિ તથા પાણી પણ પીધું નહિ.

પછી મુસા પોતાના હાથમાં પત્થરની પાટીઓ લઈને પાછો નીચે લોકો પાસે આવ્યો. એ વખતે ઇસ્રાઈલીઓ મુર્તિની પુજા કરતા ન હતા. તેઓ મુસા સાથે બોલવા તેની પાસે ગયા. પણ તેનું મ્હો જોઈને તેની પાસે જતાં તેમને ડર લાગ્યો. મુસાના ભાઈ હારૂનને પણ ડર લાગ્યો. એનું કારણ શું હશે?

તેનું કારણ એ હતું કે મુસાનું મ્હો સુરજની પેઠે ચળકતું હતું અને તેટલું તેજ તેમનાથી જોવાયું નહિ. તેનું મ્હો શાથી ચળકતું હતું?

તેણે દેવની સાથે વાત કીધી હતી અને તેના તેજ તરફ જોયા કીધું હતું તેથી તેનું મ્હો એટલું ચળકતું હતું. કેમકે દેવનું તેજ સુરજના તેજ કરતાં પણ વધારે છે. જે દૂતો દેવના તરફ જુએછે તે પણ તેના જેવા તેજવાળા હોયછે.

મુસા દેવ સાથે વાત કરતો ત્યારે તેનું મ્હો ઘણીવાર સુધી ચળક્યા કરતું. તે વાત કરી રહેતો ત્યારે તે પોતાના મ્હો ઉપર જાડો રૂમાલ નાખતો.

વ્હાલાં છોકરાં મને આશા છે કે કોઈ દહાડો તમારાં મ્હો પણ સ્વર્ગમાં ચળકશે. જો હાલ તમે દેવના ઉપર ભાવ રાખો તો મને ખાત્રી છે કે કોઈ દહાડો તમે તેને સ્વર્ગમાં જોશો અને ત્યારે તમે દૂતનાં જેવાં થશો.

---

## પાઠ ૨૯.

### મુસા અથવા મંડપ.

નિર્ગમન ૩૫; ૩૬; ૩૭.

મુસા ઘણા દહાડા સુધી પાહાડ ઉપર દેવ સાથે રહ્યો. દેવ તેને શું શિખવતો હતો તે મેં તમને કહ્યું નથી, પણ તે તમે હવે સાંભળશો. સુંદર ઘર બનાવતાં દેવ તેને શિખવતો હતો.

એ કોનું ઘર થવાનું હતું ? દેવનું ઘર. દેવને ઘરની જરૂર ન હતી, કેમકે તેનું સિંહાસન તો આકાશમાં છે. પણ તે એટલો બધો દયાળુ હતો કે તે એમ બોલ્યો કે ઈસ્રાઈલીઓને હું જંગલમાં મારે માટે એક ઘર બાંધવા દઈશ.

મુસા પાહાડ ઉપરથી નીચે આવ્યો ત્યારે તેણે બધા લોકોને પોતાની પાસે બોલાવ્યા. તેને કંઈ તેઓને કહેવું હતું.

પેહેલાં તે બોલ્યો કે દેવની એવી મરજી છે કે તમારે વિશ્રામ-

વારે કંઈ કામ કરવું નહિ, પણ પ્રભુની સેવા કરવી. તે એક સુંદર ઘર બંધાવાનો છે જ્યાં તમે જઈને તેનું ભજન કરો.

પણ ઘર બાંધવાનો સામાન કોણ આણી આપશે?

ઈસ્રાઈલનાં છોકરાં પાસે મુસાને આપવાનો કંઈ સુંદર સામાન હતો?

તમને યાદ તો હશે કે મિસરની બાયડીઓએ તેમને કંઈ સુનું રૂપું તથા લુગડાં અને સણના કપડાં આપ્યાં હતાં. તેઓએ થોડાંકનું સુનાનું વાછુરડું બનાવ્યું હતું તો પણ તેમની પાસે બીજું ઘણું હતું.

પણ તેઓ એ સામાન દેવને આપશે એમ તમે ધારોછો? અથવા શું તેઓ એમ કહેશે કે અમારી પાસે એ ફાજલ નથી: અમારે સારાં સારાં કપડાં બનાવવાં છે અને અમારા તંબુ અંદરથી સણગારવા છે? શું તમે એમ ધારોછો કે તેઓ પોતાનો સુંદર સામાન આપી દેશે? હા, તેઓ તે આપે. મુસાએ તેમની સાથે વાત કીધા પછી તેઓ બધા પોતાના તંબુમાં ગયા. તેઓએ પોતાના પેટી કંડીઆ ઉઘાડી માંહેથી સુના રૂપાની વીંટીઓ, વાળીઓ તથા આસમાની, જાંબુઆ, અને કીરમજી રંગનાં સારાં સારાં લુગડાંનાં થાનો કાઢ્યાં. કોઈએ ઝીણા અને સફેત સણનાં કપડાં, ઘેટાં બકરાંનાં ચામડાં અને ઉંચી જાતનાં લાકડાં લીધાં. એ બધો સામાન તેઓ મુસા પાસે લઈ ગયા. એ બધાનો કેવડો મ્હોટો ઢગલો થયો હશે!

કેટલાએક પૈસાદાર માણસ પાસે હીરા માણેક વગેરે ઝવેર તથા અગરબત્તી, ગુગળ વગેરે ધુપનો સામાન અને તેલ હતું. એ બધું તેઓએ મુસાને આણીને આપ્યું.

લોકો પોતાનો સામાન ખુશીથી દેવને આપેછે તે જોઈ મુસા

ઘણો રાજી થયો. પોતાનો સામાન આપતી વખતે તેઓ દલગીર થયા નહિ, પણ સામા તેઓ ખુશી થયા કે આપણી પાસે કંઈ આપવાનું છે. જો આપણે કંઈ આપતી વખતે દલગીર થઈયે તો દેવ નારાજી થાયછે.

સુંદર ઘર કોણ બાંધવાનું હતું? દેવને પસંદ પડે એવું સુંદર ઘર બાંધવું એ ઘણું કઠણ કામ હતું.

મુસાએ ઈસ્રાઈલનાં છોકરાંને બોલાવીને કહ્યું કે દેવ બે માણસને પત્થર ઘડવામાં, લાકડાં કોતરવામાં અને બીજી બધી જાતનાં કળા કૌશલ્યનાં કામમાં ઘણા હોશિયાર બનાવ્યા છે અને તેણે મને તેનાં નામ પણ કહ્યાં છે.

પછી મુસાએ તે બે માણસોને બોલાવી તેમને બધો સામાન સોંપ્યો અને કહ્યું કે હવે ઘર બાંધવા માંડો, તમારે શું કરવું તે હું તમને કહીશ. મુસાએ દરેક માણસને બોલાવી કહ્યું કે આ લોકોને મદદ કરો અને તે બે હોશિયાર માણસને કહ્યું કે તમે બીજાઓને કામ શિખવો.

લોકોને દેવ હોશિયાર બનાવેછે. તેથી જો તેઓને કંઈ સારો સામાન બનાવતાં આવડતો હોય તો તેઓએ તે વાતનું અભિમાન ન રાખવું પણ દેવનો ઉપકાર માનવો.

તેથી બધા લોકો કામ કરવા મંડી ગયા. બાયડીઓએ આસમાની, જાંબુઆ તથા કીરમજી રંગનું સુતર અને ઉન કાંત્યું અને મરદે તેનાં લુગડાં વણ્યાં. તેઓએ કરવત અને કુવાડા વતી લાકડાં ફાડયાં. તેઓએ દેવતામાં સુનું રૂપું ગાળી તેની વેદી, દીવી, પાવડા, ચીપીઆ, વાસણ અને બીજી ઘણી ચીજો બનાવી. તેઓએ ઘણા મહિના મેહેનત કરી બધું કામ પુરૂં કીધું.

દેવે મુસાને કેવું ઘર બાંધવાનું કહ્યું હતું તે હવે હું તમને કહુંછું.

તે ઘર કંઈ પત્થર કે ઈંટનું બાંધેલું ન હતું કેમકે તે એક જગાએથી બીજી જગાએ લઈ જવાનું હતું. તેથી તે જમીન સાથે જોડેલું ન હતુ પણ તે તંબુના જેવું બનાવેલું હતું અને સેહેલથી એક જગાએથી બીજી જગાએ લઈ જવાય એવું હતું.

એ તંબુના જેટલો મોટો તંબુ તમે કદી જોયો નહિ હશે. તે એક ઘણા મોટા ઓરડાના જેવડો હતો. તેને મંડપ અથવા માડવો કરીને કહેતા હતા.

એ તંબુનું ચિત્ર છે તે જોશો તો તમને સમજ પડશે કે તે કેવું હતું.

ઘણાં પાટીઆં જમીન ઉપર ઉભાં એક બીજાની જોડાજોડ મૂકી મંડપની દીવાલ બનાવી હતી. પણ મંડપના ઉપર પાટીઆં નાખ્યાં ન હતાં. તે જગાએ ચંદરવા બાંધ્યા હતા. તે મંડપમાં બારણું મૂક્યું ન હતું, પણ આગલી તરફ બારણાની જગાએ એક પડદો નાખ્યો હતો.

મંડપનું તળીયું બનાવ્યું ન હતું પણ લીલું ઘાસ તેજ તેનું તળીયું હતું.

એ ઘર ઘણું સુંદર હતું; કેમકે એના પાટીઆં સુને મ્હડેલાં હતાં અને પડદાઓ આસમાની, જાંબુઆ અને કીરમજી વગેરે જાત જાતના રંગના હતા. એના આગલા ભાગમાં પાંચ સુનાના સ્તંભ હતા અને તે પર બારણાને ઠેકાણે અકેકો પડદો નાખ્યો હતો તે તો મેં તમને આગળ કહ્યું છે.

મંડપની અંદરના ભાગમાં બે ઓરડા હતા. તેમાં પેહેલો ઓરડો ઘણો મ્હોટો હતો. તેમાં સારો સારો સામાન ગોઠવ્યો હતો. તે વિશે હું તમને કહુંછું અને તેનાં ચિત્ર હું તમને બતાવીશ.

પેહેલા ઓરડામાં ત્રણ સારી ચીંજ હતી.

૧ વચલા ભાગમાં સુનાની વેદી હતી. પણ તેમાં મેંઢાનાં

બચ્ચાંનો હોમ થતો ન હતો. ફક્ત તેમાં સુગંધીદાર ચીજોનો ધૂપ થતો, અને તેથી આખો મંડપ બેહેક બેહેક થઈ રહ્યો હતો. સુગંધીદાર ચીજો બાળવી તેને ધૂપ કરવો કહેછે.

૨. એક બાજુએ સુનાની મેજ હતી અને તે પર ૧૨ રોટલી હતી. તેને પવિત્ર રોટલી અથવા નૈવેદ કહેતા હતા. દર વિશ્રામવારે તે પર નવી રોટલી મૂકવામાં આવતી હતી.

૩. બીજી બાજુએ એક સુનાની દીવી હતી, તે પર સાત દીવા મૂકતા હતા. મંડપમાં બારી હતી નહિ, પણ આ દીવાથી તેમાં અજવાળું પડતું હતું.

એ ઓરડો ઘણો સુંદર હતો અને ધૂપથી બેહેક બેહેક થઈ રહેતો હતો. પણ એના કરતાં એક બીજો ઓરડો સારો હતો.

તે ઓરડો પડદાની અંદરની બાજુએ હતો. મોટા અને ન્હાના ઓરડાની વચે એક પડદો હતો. એ પડદો બારણાને બદલે હતો. એને પડદોજ કહેતા હતા.

ન્હાના ઓરડામાં એક સુનાની પેટી હતી અને તેને સુનાનાં કડાં હતાં. એ પેટીને કોષ કરીને કહેતા હતા. તે પેટીમાં પત્થરની પાટીઓ હતી. પણ એ ઓરડો ઘણો શોભતો હતો તેનું કારણ એ હતું કે દેવ વાદળરૂપે એ ઓરડામાં આવતો હતો અને તેથી એ ન્હાનો ઓરડો ઝળાં ઝળાં થઈ રહેતો હતો.

પેટી ઉપરનાં સુનાનાં કડાંની વચ્ચે વાદળું આવી બેસતું હતું.

પેટીના ઉપલા ભાગને દયાનું આસન કહેતા હતા કેમકે દેવ ત્યાં બેસતો હતો અને દેવમાં હેત અને દયા ઘણીજ છે. એ ન્હાના ઓરડાને દેવનો પવિત્ર ઓરડો કહેતા હતા.

એમાં બારી કે દીવો કંઈ ન હતું તો પણ તેમાં અજવાળું હતું. દેવના ચળકાટથી એમાં અજવાળું પડતું હતું. કારણ કે

તમે જાણોછો કે દેવનું તેજ સુરજના કરતાં પણ વધારેછે. એ ન્હાનો ઓરડો કેવો મઝાનો હશે! એથી મને સ્વર્ગનો વિચાર આવેછે, કારણ કે ત્યાં દેવ રહેછે અને ત્યાં તેનું તેજ પડેછે. પણ સ્વર્ગ કંઈ ન્હાની જગા નથી. તે એક ઘણી મોટી જગા છે અને બધા દૂતો શિવાય પૃથ્વી ઉપરના જે લોકોએ દેવના ઉપર ભાવ રાખ્યો છે તે બધા તેમાં માશે.

હવે હું તમને મંડપ વિશે કંઈ કહેવાનો નથી. પણ મંડપમાં જે સામાન હતો તેનાં નામ હું લખુંછું. તેમાં શું શું શામાન હતો તે તમને યાદ છે?

પેહેલા ઓરડામાં:—

૧ સુનાની વેદી.

૨ નૈવેદની રોટલી મૂકવાની મેજ.

૩ સુનાની દીવી.

ન્હાના ઓરડામાં અથવા દેવના પવિત્ર ઓરડામાં,—

પેટી અથવા કોષ.

---

## પાઠ ૩૦.

### મુસાઃ—અથવા ગોર.

નિર્ગમન. ૩૮; ૩૯;૪૦.

મંડપ કેવી જગા હતી, તે મેં તમને કહ્યું છે. હવે તેની બહાર શું શું ગોઠવ્યું હતું? તે હું તમને કહુંછું. તમે જાણોછો કે ઘણી વખત ઘરની આસપાસ નાની સરખી વાડી હોયછે. તેમ મંડપને હતું નહિ; પણ તેની પાસે ઘણી જમીન હતી તેને આંગણું કરીને કહેતા હતા. આંગણાની આસપાસ સ્તંભ હતા. એ સ્તંભો એક બીજાથી થોડે થોડે અંતરે ગોઠવ્યા

હતા અને તેમની વચ્ચે પડદા નાખ્યા હતા. તેથી મંડપની આસપાસ પડદાઓની દીવાલ થઈ રહી હતી.

ઉપર કહેલા આંગણામાં બે વસ્તુઓ હતી તે વિષે હું તમને કહુંછું.

૧ પિત્તળની વેદી.

એ વેદી ઘણી મ્હોટી હતી. મંડપની અંદરની સુનાની નાની વેદીના જેવી એ હતી નહિ. એ વેદી ધૂપ કરવાને હતી નહિ પણ એમાં તો ઘેટાં, બકરાં, ગોધા, વાછુરડા વગેરે પશુનો હોમ થતો હતો. દેવે લોકોને કહ્યું હતું કે તમે પશુનો યજ્ઞ કરજો. તે તો તમને માલમ છે. એનું કારણ તમને યાદ છે? ઘણી મુદ્દત ઉપર દેવે શું વચન આપ્યું હતું? તેણે માણસને માટે મરવા પોતાના છોકરાને મોકલવાનું કહ્યું હતું. લોકો હમેશાં એ વચન યાદ રાખે એવી દેવની મરજી હતી તેથી તેણે તેમને કહ્યું કે પશુ મારી તેનું લોહી છાંટો, અને તે મુડદાને બાળી મૂકો. હાબેલ, નુહ તથા ઈબ્રામે હોમ કીધા હતા.

એ પિત્તળની વેદી હોમ કરવાના કામમાં આવતી હતી.

એક મેંઢાના બચ્ચાને મારી નાખવાના હતા જેથી તેનું લોહી વેદીની આસપાસ થઈ રહે અને તેને બાળ્યાથી તેનો ધુમાડો આકાશમાં જાય.

૨ આંગણામાં પિત્તળની પાણીની કુંડી મૂકી હતી. તે ઘણી મ્હોટી હતી અને લોકોને હાથ પગ ધોવાને તેમાં પાણી ભરેલું હતું. એ કુંડીમાં કોણે હાથ પગ ધોયા તે હું તમને હવે કહુંછું.

હોમ કોણ કરવાનું હતું? હારૂન.

દેવે કહ્યું કે હારૂને વડા ગોર થવું. તે હોમ તથા ધૂપ કરવાનો હતો. દીવી ઉપરના દીવા પણ તેજ સળગાવાનો હતો.

દેવ બોલ્યો કે હારૂન પવિત્ર ઓરડામાં જાય. તે ઓરડામાં

હારૂન શિવાય બીજા કોઈ માણસને જવાને દેવની રજા ન હતી. હારૂનને પણ વરસમાં એકજ વખત તે ઓરડામાં જવાની રજા હતી. હારૂન પડદો ઉઘાડીને દયાના આસન ઉપર વાદળાને પણ જુએ. હારૂનની માફક મુસા પણ તે ઓરડામાં જાય. દેવે તે ઓરડામાં તેની સાથે વાત કરવાનું કહ્યું હતું.

વ્હાલાં છોકરાં, એટલી ખુશીની વાત છે કે એના કરતાં પણ વધારે શોભાવાળી એક બીજી જગા છે. ત્યાં કોઈ દહાડો આપણે જઈશું અને દેવને આપણી સાથે વાત કરતાં સાંભળીશું.

દેવે મુસાને કહ્યું કે હારૂનને પેહેરવાને માટે સારાં સારાં કપડાં બનાવ. જે બે ચતુર માણસો વિશે મેં તમને આગળ કહ્યું છે તેમને કપડાં સીવતાં આવડતાં હતાં.

## વડો ગોર.

હારૂનના ચિત્ર તરફ નજર કરો અને તે જે કપડાં પેહેરવાનો હતો તે જુઓ.

૧ લાંબી બાંય વાળો તે એક સફેત ડગલો પેહેરવાનો હતો.

૨ આસમાની જામો. ધોળા જામાની ઉપર એ પેહેરવાનો હતો. એની કોરે ન્હાની ન્હાની સુનાની ઘુઘરીઓ ટાંગેલી હતી અને હારૂન ચાલતો ત્યારે તે વાગતી હતી તે બહુ મઝાનું લાગતુ હતુ.

૩ સફેત સણનો દોપટ્ટો. એ પર જાંબુઆં, કીરમજી અને કસબી ખુટ્ટા હતા એ દોપટ્ટો હારૂનના આસમાની જામા ઉપર નાખવાનો હતો.

૪ કમરે બાંધવાનો કમરબંધ. તે સફેત સણનો બનાવ્યો હતો અને તે પર જાંબુઆં તથા કીરમજી દોરાના અને કસબી બુટ્ટા પાડયા હતા.

૫ છાતીનું બખતર. હારૂન તે આગળ પેહેરતો હતો. તે શણનું બનાવ્યું હતું અને તેમાં બાર હીરા જડેલા હતા. તે સુનાની સાંકળી વતી હારૂનને ખભે બાંધવાનું હતું.

૬ ટોપી. હારૂન એક સફેત ટોપી માથે પેહેરવાનો હતો. ટોપીમાં એક સુનાનું પત્રું જડેલું હતું અને તેમાં "પ્રભુને માટે પવિત્રતા" એ શબ્દો લખેલા હતા. હારૂન હોમ કરવાનો હતો માટે તેણે પવિત્ર થવું જોઈએ.

હારૂન પગે જોડા પેહેરવાનો નહિ હતો. પણ તેને વારંવાર પિત્તળની કુંડીમાં હાથ પગ ધોવાના હતા.

હારૂનને ચાર છોકરા હતા. દેવે કહ્યું કે તેઓએ હારૂનને યજ્ઞ કરવામાં મદદ કરવી. હારૂનના છોકરા સફેત કપડાં પેહેરવાના હતા, પણ તે હારૂનના લુગડાં જેવાં સુંદર નહિ હતાં. તેમને ગોર કહેવાના હતા અને હારૂનને વડો ગોર.

મંડપ બાંધતાં ઘણી મુદ્દત લાગી. બધા લોકો સકત મેહેનત કરતા હતા, તો પણ બધું કામ લગભગ એક વરસ સુધી પુરૂં થયું નહિ.

બધું તૈયાર થયું ત્યારે દેવે મુસાને માંડવો ઉભો કરવાનું કહ્યું.

મુસાએ મંડપની દિવાલનાં પાટીઆં ઉભાં કીધાં અને તે પર ચંદરવા નાખ્યા. તેણે પેટી દેવના પવિત્ર ઓરડામાં મૂકી અને મેજ, દીવી તથા સુનાની વેદી એટલું મ્હોટા ઓરડામાં ગોઠવ્યું. આંગણાની આસપાસ તેણે સ્તંભ ઉભા કીધા અને તે ઉપર પડદા નાખ્યા અને તેમાં પિત્તળની વેદી તથા પાણીની કુંડી ગોઠવી. પછી મુસાએ બધા ઉપર મીઠું તેલ રેડયું. એ તેલ રેડવાને અભિષેક કરવો કે પવિત્ર કરવું કહીને કહેતા હતા.

પછી મુસાએ હારૂનને તેના સુંદર જામા પેહેરાવ્યા અને તેના

છોકરાને તેમનાં સફેત લુગડાં પેહેરાવ્યાં અને તે બધાંને પવિત્ર કીધાં.

પછી દેવ પોતાના વાદળામાં નીચે આવ્યો એટલે તેના તેજથી આખા મંડપમાં ઝળાં ઝળાં થઈ રહ્યું. એથી જણાયું કે દેવ તેમાં રહેશે.

દેવ આપણી સાથે એક ઘરમાં રહીને એ વિચારથી ઈસ્રાઈલનાં છોકરાં ખુશ નહિ થયાં હશે? મંડપની અંદરથી તેમજ બહારથી પણ વાદળું દેખાતું હતું. અને રાતે તે દેવતા જેવું ચળકતું હતું. દેવ લોકોને પોતાનું થોડુંક તેજ જોવા દેતો હતો, તેથી તેને કેટલો દયાળુ કેહેવો. તેઓ ભલા થાય અને દેવ જે કહે તે કરે એવી દેવની મરજી હતી. દેવને આપણે જોઈ શકતા નથી, તો પણ તે આપણી પાસે છે. પણ કોઈ દહાડો આપણે તેને જોવાની આશા રાખિયે છિયે.

મંડપના કરતાં બીજી કઈ જગા વધારે સુંદર છે? સ્વર્ગ. આપણે સ્વર્ગમાં જઈએ તો હારૂન કરતાં પણ વધારે તેજવાળા થઈએ અને દેવનું મ્હો સદા જોઈશું અને તેથી આપણે પૂરા સુખી થઈશું.

## વડા ગોરનાં લુગડાં.

૧ લાંબી બાંયવાળો સફેત ડગલો.

૨ આસમાની જામો.

૩ દોપટ્ટો.

૪ કમરબંધ.

૫ છાતીનું બખતર.

૬ ટોપી.

---

## પાઠ ૩૧.

### મુસાઃ—અથવા ઇસ્રાઇલના છોકરાની મુસાફરી.

હવે ઈસ્રાઈલનાં છોકરાંઓને દેવનું ભજન તથા હોમ કરવાની જગો મળી હતી.

દરરોજ સવારે ગોર પિત્તલની વેદીમાં એક મેઢાના બચ્ચાનો હોમ કરતા અને મંડપમાંની સુનાની વેદીમાં ધૂપ કરતા. દર સવારે તેઓ નવું નવું મેઢાનુ બચ્ચું હોમતા અને બહુ ધૂપ કરતા હતા.

દેવે હોમ કરવાને સ્વર્ગમાંથી થોડો દેવતા મોકલ્યો હતો અને ગોર તે દેવતા કદી હોલવાઈ જવા દેતા નહિ. ગોર મંડપમાં હમેશ દીવા બળતા રાખતા હતા. દર વિશ્રામવારે ગોર સુનાની મેજ ઉપર તાજી રોટલી ગોઠવતા હતા અને તાજી ગોઠવીને વાસી લઈને ખાઈ જતા.

લોકો મંડપના મોટા આંગણમાં દેવનું ભજન કરવા અને મેઢાના બચ્ચાના હોમના દર્શન કરવા ગયા પછી તેઓએ હારૂનને મંડપમાં ધૂપ કરવા જતો જોયો. હારૂન તેમને માટે મંડપમાં દેવની પ્રાર્થના કરતો હતો ત્યારે તેઓ આંગણામાં ઉભા રહ્યા. તે તેમને આશીર્વાદ દેવા પાછો આવ્યો ત્યાં સુધી તેઓએ તેની રાહ જોઈ. તે પોતાના હાથ ઉંચા કરી બોલ્યો કે પ્રભુ તને આશીર્વાદ દે અને તારૂં રક્ષણ કરે.

આપણે માટે સ્વર્ગમાં કોણ પ્રાર્થના કરેછે? કોણ એક દહાડો આવીને આપણને આશીર્વાદ આપશે? પ્રભુ ઈસુ ખ્રીસ્ત. તે આપણો વડો ગોર છે.

લોકો મંડપ બાંધતા હતા ત્યારે તેઓ મ્હોટા સિના પર્વત પાસે એક જગામાં રહેતા હતા. પણ મંડપ પુરો થઈ રહ્યા પછી

મારત દેવનું વાદળું ચાલ્યું. ત્યારે ગોરે બે રૂપેરી રણશિંગડાં વગાડયાં.

તેઓએ રણશિંગડાં શા માટે ફુક્યાં? લોકોને ખબર કરવાને કે હવે બીજી જગાએ ચાલો.

તેથી તે લોકોએ પોતાના તંબુ અને સરસામાન બાંધીને પોતાના ઉંટ તથા ગધેડા પર નાખ્યો.

પછી ગોરોએ મંડપમાં જઈને તેમાંનો બધો સામાન આસમાની રંગના કપડાંમાં બાંધ્યો. તેઓ એ સામાન બાંધતા હતા તે કોઈથી દેખાતું નહિ હતું. પછી તેઓએ તે સામાન કેટલાંક માણસને આપ્યો અને તેમને કહ્યું કે ખભે મૂકીને એ લઈ જાઓ. પણ પેલી પેટીને તેઓએ એક સુંદર પડદામાં બાંધી અને તેઓ જાતે તે ઉંચકી લઈ ગયા. તેને બે લાંબી સુનાની લાકડી બાંધેલી હતી તેના છેડા ઝાલીને ગોર તે ઉંચકી લઈ ગયા.

પછી ગોરોએ કેટલાંક માણસને પડદા, સ્તંભ તથા મંડપનાં પાટીઆં ઉંચકી લેવાનું કહ્યું. ગોર પેટી લઈને આગળ ચાલ્યા અને બધા લોકો તેની પછાડી પછાડી ગયા અને દેવે વાદળામાં રહી તેમને રસ્તો બતાવ્યો.

વાદળું અટકતું ત્યારે ગોરો અને તે લોકો પણ અટકતા અને ત્યાં પોતાનો મંડપ તથા તંબુ ઊભા કરતા.

આ પ્રમાણે કરતાં કરતાં ઈસ્રાઈલલોકો બધું અરણ્ય ચાલી ગયા.

તે લોકોને કનાનનો રસ્તો દેવે બતાવ્યો તેથી તે કેવા સુખી લોક હતા! તેઓએ હમેશાં તેની મેહેરબાનીને માટે તેના ગુણ ગાવા જોઈએ. તેણે તેમને ખાવાને માના આપ્યું હતું, ખડકમાંથી પાણી કાઢી આપ્યું હતું, અને તેમને એક સુંદર

દેશમાં લઈ જવાનું વચન આપ્યું હતું. વળી એ શિવાય તેણે તેમને બદલે પોતાના છોકરાને મરવા મોકલવાનું વચન આપ્યું હતું. એ વચન તેઓ યાદ કરે તેને માટે મેંઢાના બચ્ચાને કાપતા હતા.

મને આશા છે કે ઈસુ વધસ્તંભ ઉપર કેવી રીતે મરણ પામ્યો તે આપણે ભૂલી નહિ જઈશું. મને એવી પણ આશા છે કે જેને સ્વર્ગ કરીને કહેછે તે સુંદર દેશમાં આપણે જઈશું. આપણે ત્યાં જઈએ એવી દેવની મરજી છે અને ઈસુ ખ્રીસ્ત આપણે માટે પ્રાર્થના કરેછે.

---

## પાઠ ૩૨.

### મુસા અથવા બાર જાસુસ.

ગણના ૧૩; ૧૪: ૧–૪૦.

ઈસ્રાઈલનાં છોકરાં ચાલતાં ચાલતાં છેક કનાનની પાસે જઈ પોહોંચ્યાં.

તેઓને કનાનની ઉંચી ટેકરીની ટોચ દેખાઈ. તે કેવો દેશ છે અને તેમાં કેવી જાતના લોક વસેછે તે જાણવાને તેમને મરજી થઈ.

તેથી ઈસ્રાઈલનાં છોકરાંઓએ મુસાને જઈને કહ્યું કે એ દેશ જોવાને કેટલાંક માણસોને મોકલવાની અમારી મરજી છે. તેઓ પાછા આવીને એ દેશ કેવો છે તે આપણને કહેશે.

શું મુસા કેટલાંક માણસો મોકલશે?

કેટલાંક માણસ જાય તેમાં દેવની ખુશી છે કે નહિ તે મુસાને જાણવું હતું.

દેવે તરત મુસાને કહ્યું કે કનાન જવાને બાર માણસને મોકલ.

તેથી મુસાએ ઇસ્રાઇલનાં છોકરામાંના બારને બોલાવીને કહ્યું કે તમે કનાન જાઓ, ઉંચા પાહાડોમાં ફરો અને તે દેશ જુઓ. તેમાં ઘણી વસ્તી છે કે નહિ, તે લોક કેવા છે, તેઓ જબરા છે કે નબળા છે, ત્યાં ઘણાં ઝાડ અનાજ અને ઘાસ છે કે નહિ, એ બધું જોઇ આવો, અને પાછા આવો ત્યારે તે દેશનાં કેટલાંક ફળ અમને દેખડાવવાને લેતા આવજો.

તેથી બાર માણસો ત્યાં જવાને નીકળ્યા. એમને બાર જાસુસ કરીને કહ્યા. તેઓ ડુંગરોમાં અને નદીઓની પાસે ફર્યા. તેઓએ સુંદર વાડીઓ જોઇ અને કેટલાંક ખેતરો જોયાં તેમાં ઘેટાં ચરતાં હતાં અને કેટલાંકમાં પુષ્કળ અનાજ હતું. ઘણા ફળ લગેલા એવાં ઝાડો તેમની નજરે પડયાં. તેઓએ ઝાડોમાં કાણાં જોયાં તેમાં મધમાખીએ મધ ભર્યું હતું અને તે જમીન ઉપર પડતું હતું. ઉંચા કોટવાળાં મ્હોટાં મ્હોટાં શેહેરો તેમણે જોયાં. તેમણે ઘણા જોરાવર માણસ જોયા તેમાં કેટલાક ઉંચા કદના માણસ હતા.

પછી ફરતા ફરતા તેઓ એક ઝરા પાસે જઇ ચડયા. તેની પાસે એક દરાખનો વેલો ઉગેલો હતો અને તે વેલાએ પાકી દરાખ લાગેલી હતી. તેમાં એક ઝુમખો ઘણો મ્હોટો હતો. તેઓ બોલ્યા કે ઇસ્રાઇલનાં છોકરાંને બતલાવવાને ચાલો આપણે આ લઇજઇએ. તે ઝુમખો એક માણસથી ઊંચકાય એવો ન હતો. તેથી તેઓએ એક લાકડી લઇને તેની સાથે તે દરાખનો ઝુમખો બાંધ્યો અને બે માણસે તે લાકડીનો અક્કેકો છેડો પકડયો. બાકીનાઓએ અંજીર અને બીજાં ફળો તોડી લીધાં અને પોતાને તંબુએ પાછા ગયા.

જાસુસોને કનાન જોતાં ચાલીસ દિવસ થયા હતા.

તેઓ પાછા આવ્યા ત્યારે લોકોએ દરાખનો સુંદર ઝુમખો જોયો. તે જંગલમાં એવી દરાખ ન હતી. પછી જાસુસો બોલ્યા કે કનાન એક સુંદર દેશ છે. તેમાં દુધ અને મધ પુષ્કલ છે. પણ તેમાં આપણાથી જવાશે નહિ કારણ કે શેહેરોને ઉંચા ઉંચા કોટ છે અને તેમાં લોકો રહેછે. તેઓ ઘણા જોરાવર છે અને તેમાં કેટલાક તો મહા કદના છે અને તેઓને અમે જોયા ત્યારે અમને લાગ્યું કે અમે તો તેની આગળ વીડ જેવા છુઈએ.

એ સાંભળી ઈસ્રાઈલનાં છોકરાં બીધાં. તેઓ બબડવા અને રડવા લાગ્યાં.

તેઓ બોલ્યાં કે હાય હાય! આપણે ત્યાં જઈશું તો મરી જઈશું.

આ પ્રમાણે બોલવું પાપ ભરેલું હતું, કારણ કે દેવે ઈસ્રાઈલ લોકોને કનાનમાં લઈ જવાનું વચન આપ્યું હતું. દેવનું કહેવું નહિ માનવું તેમાં પાપ છે.

બે જાસુસ તો ભલા માણસ હતા. તેમનાં નામ યહોશુવા અને કાલેબ હતાં. તેમને લોકોને બિહડાવવાની મરજી ન હતી. તેથી કાલેબ ઊભો થઈને બોલ્યો કે ચાલો આપણે કનાનમાં જઈએ કારણ કે ત્યાં જે લોકો રહેછે તેઓને આપણે જીતી શકીશું.

પણ બીજા દસ જાસુસ બોલ્યા કે ના, આપણાથી તેમને જીતાશે નહિ, કેમકે કનાનના લોકો આપણા કરતા જબરા છે.

એ દસ જાસુસો મોટા પાપી હતા, કારણ કે તેઓ જાણતા હતા કે કનાનના લોકને જીતવામાં ઈસ્રાઈલ લોકોને મદદ કરવાનું દેવે વચન આપેલું છે માટે તેઓએ લોકોને કહેવું હતું કે દેવ પર ભરોસો રાખો.

ઈસ્રાઈલ લોકો આખી રાત રડયા. મુસા તથા હારૂને તેમને મિસરમાંથી આણ્યા તેથી તેમના પર તેઓ ઘણા ગુસ્સે થયા. તેઓ બોલ્યા કે અમે મિસરમાં અથવા જંગલમાં મરી ગયા હોત તો સારૂં હોત. કનાનના લોક અમને તથા અમારાં બૈરાં છોકરાંને તરવાર લઈ કાપી નાખશે.

તેઓએ આખી રાત દેવની મદદ માગવાને બદલે આ પ્રમાણે બોલ્યા કીધું.

આખરે તેઓ એમ બોલ્યા કે ચાલો આપણે મિસર પાછા જઈએ.

તેઓ જાણતા હતાં કે મુસા આપણને પાછા લઈ જશે નહિ તેથી તેઓ બોલ્યા કે અમે બીજા માણસને અમારો ઉપરી બનાવીએ. તે અમને મિસર પાછા લઈ જશે.

મુસા તથા હારૂને આ ભુંડા શબ્દ સાંભળ્યા. તેમને ઘણું દુઃખ લાગ્યું તેથી તેઓ જમીન ઉપર ઉબડા પડયા.

મુસા તથા હારૂનને શાથી દુઃખ લાગ્યું ?

લોકોને આવા પાપી જોઈને તેમને દુઃખ લાગ્યું હતું.

પછી યહોશુઆ અને કાલેબે ઉભા થઈને લોકને કહ્યું કે અમે તે દેશ જોયો છે અને તે ઘણો સુંદર છે અને જો આપણે દેવના ઉપર ભરોસો રાખીશું તો તે લડવામાં આપણને મદદ કરશે. પણ કનાનના લોકને મદદ કરે એવો દેવ તેમની પાસે નથી તેથી આપણે તેમનાથી ડરવું નહિ જોઈએ.

ઈસ્રાઈલનાં છોકરાંઓએ યહોશુઆ તથા કાલેબનું કહ્યું સાંભળ્યું નહિ તેઓએ તેમને પથરા મારી મારીનાખવાની તયારીમાં હતા એવામાં મંડપના ઉપર દેવનું તેજ ઘણું પડયું તેથી તે લોકો સમજ્યા કે દેવ ગુસ્સે થયા.

મુસા તો ભોંય ઉપર ઉબડો પડી રહ્યો હતો. પણ દેવે તેને કહ્યું કે એ લોકો ક્યાં સુધી મને ચીડવ્યા કરશે. હું મરકી મોકલી તેમને મારીનાખીશ.

ત્યારે મુસાએ લોકોને માટે દેવની પ્રાર્થના કીધી કે એ લોકોનાં પાપ ભારેછે, પણ તે તું માફ કર. તેં તેમને ઘણી વખત માફી આપી છે અને તારી દયા ઘણી મ્હોટી છે.

દેવ મુસાની પ્રાર્થના સાંભળી બોલ્યો કે મેં તેમને માફી આપી છે. હું તે બધાને હાલ મારીનાખીશ નહિ, પણ તેમનાથી કનાન જવાશે નહિ. ફક્ત તેમનાં છોકરાં કનાનમાં જશે. તેઓને ચાલીશ વરસ જંગલમાં રહેવું પડશે અને તેમાં તેઓ મરીજશે. તેમનાં છોકરાં મ્હોટાં થશે ત્યારે તેઓ કનાનમાં જશે. પણ એ લોકોમાંના બે જણા કનાનમાં જશે. તેઓ કાલેબ અને યહોશુઆ છે.

દેવે જે કહ્યું તે મુસાએ ઈસ્રાઈલનાં છોકરાંઓને કહ્યું. તે લોકો તે સાંભળી ઘણા દુઃખી થયા અને તેઓ બબડયા.

પેલા દસ પાપી જાસુસો તરત માંદા પડયા અને મરી ગયા પણ યહોશુઆ તથા કાલેબ હજુ જીવતા રહ્યા.

આપણે સુંદર કનાન દેશ કદી જોવાના નહિ, પણ જંગલમાં મરીજવાના એ વિચારથી તે લોકોને કેટલું દુઃખ લાગ્યું હશે?

તો પણ તેઓ મોતને લાયક હતા, કેમકે તેઓએ દેવનું કહેવું માન્યું ન હતું

દેવે પોતાનો આત્મા આપણને આપવાનું અને આપણને સ્વર્ગમાં લેવાનું કહ્યું છે, પણ આપણે કહીએ તો તે તે પ્રમાણે કરે. વહાલાં છોકરાં, એ વચન તમે માનોછો? ત્યારે તમે તેનો આત્મા તેની પાસે માગશો. પણ તમે સ્વર્ગની દરકાર

રાખતા નહિ હો તો તમે તેના આત્મા માટે તેની પ્રાર્થના કરશો નહિ. ત્યારે દેવ ગુસ્સે થશે અને આખરે કહેશે કે તમારાથી કદી સ્વર્ગમાં અવાશે નહિ.

---

## પાઠ ૩૩.

### મુસા અને હારૂનનું પાપ.

ગણના ૨૦: ૧-૧૩, ૨૨-૨૯.

ઇસ્રાએલીઓ જંગલમાં ઘણાં વરસ રહ્યા. તેઓએ આમ તેમ ફર્યા કીધું. ફરતાં ફરતાં તેઓ એક એવી જગાએ આવી પોહોંચ્યાં કે ત્યાં તેમને પાણી મળ્યું નહિ. ત્યારે તેઓએ શું કહ્યું હશે, તે વિશે તમારી નજરમાં શું આવેછે? તેઓએ દેવની પ્રાર્થના કીધી કે બબડાટ કીધો?

તેઓને દુઃખ પડતું ત્યારે તેઓ જેમ હમેશાં બબડતા તેમ તેઓ મુસા તથા હારૂન ઉપર કકલ્યા.

તેઓ બોલ્યા કે હાય હાયરે હમે અગાઉ મરી ગયા હોત તો સારૂં થાત! તમે અમને મિસરમાંથી આ જંગલમાં કેમ લાવ્યા? અહિં અંજીરી નથી, દરાખ નથી, કંઇ સારી જાતનાં ફળ નથી, અને હવે તો પીવાનું પાણી પણ ન મળે.

હજુ આપણે જંગલમાંજ છુઇએ તે આપણાં પાપને લીધેજ એ વાત તેઓ ભૂલી ગયા. કારણ કે જો તેઓએ દેવનો હુકમ માન્યો હોત તો અત્યારે તો તેઓ કનાનમાં પોતાના ઝાડ તળે પોતાનાંજ ફળ ખાતાં બેઠાં હોય.

તેમને બબડતા જોઇ મુસા તથા હારૂનને ઘણું દુઃખ લાગ્યું. તેઓ લોકો પાસેથી જતા રહી મંડપ આગળ ઉબડે મ્હોડે પડ્યા. તરત દેવે તેમની સાથે વાત કીધી.

દેવે કહ્યું કે પેલી લાકડી લે, લોકોને બોલાવ અને ખડક પાસે જઈ તેને કહે, એટલે તેમાંથી પાણી નીકળશે, તે લોકો તથા ઢોર પીશે.

તેથી મુસાએ તે લાકડી લીધી. તે લાકડી પેટી પાસે રાખી મૂકી હતી. પછી મુસાએ તથા હારૂને લોકોને ભેગા કરી તેમને કહ્યું કે અમે કરીએ છીએ તે જુઓ.

મુસા તથા હારૂનને લોકો ઉપર ઘણો ગુસ્સો આવ્યો અને તેથી તેઓ બોલ્યા કે ઓ દંગો કરનારાઓ, સાંભળો. શું અમારે તમારે માટે આ ખડકમાંથી પાણી લાવવું?

પછી મુસાએ હાથ ઉંચા કરી બે વખત લાકડી ખડકમાં મારી, એટલે તેમાંથી ધડધડ પાણી નીકળી આવ્યું અને લોકો તથા ઢોર તે પીવા મંડી ગયાં.

શું તમે એમ ધારોછો કે મુસા તથા હારૂન ખરેખર રીતે ચાલ્યા? શું દેવે તેમને ખડકમાં લાકડી મારવાનું કહ્યું હતું?

દેવે કહ્યું હતું કે ખડકને કહેજે.

એટલી બધી અધીરાઈથી કહેવું, કે ઓ દંગો કરનારાઓ, શું અમારે તમારે માટે પાણી લાવવું, એ બોલવું શું વાજબી હતું?

મુસા તથા હારૂનને ગુસ્સો ચડયો હતો તેથી દેવ તેમના પર નારાજી થયો હતો.

શું તમે એમ ધારોછો કે દેવ તેમને શિક્ષા કરશે? મુસા તથા હારૂન ઉપર દેવનું હેત હતું. તો પણ તેઓએ ગેરવાજબી કામ કીધું તેથી તે તેમને સજા કરશે. તે તેમને માફ કરી સ્વર્ગમાં લેશે તો પણ તેમને કંઈ સજા કરશે. તે સજા તમે સાંભળશો.

થોડીવાર પછી દેવે મુસા તથા હારૂનને કહ્યું કે તમે આ કીધું

તેથી તમારાથી કનાન જવાશે નહિ; તમે જંગલમાં મરી જશો.

એ કેવી ભારે સજા હતી! મુસાને તે સુંદર કનાન દેશ જોવાનું ઘણીવાર મન થયું હતું. ઈસ્રાઈલનાં છોકરાં પોતાનાં ઘર તથા વાડીઓમાં રહી સુખી થાય તે જોવાને તેને ઘણીવાર મરજી થઈ હતી. ઈબ્રામે જ્યાં વેદી બાંધી દેવની પૂજા કરી હતી, તે જગા જોવાનું તેને મન હતું. પણ હવે તો તેને જંગલમાં મરવું પડવાનું. તેણે દેવની પ્રાર્થના કીધી કે એ સજા માફ કરો, પણ દેવે તેમ કીધું નહિ. દેવે તેને કહ્યું કે એ બાબત હવે મને કહેતો નહિ. ત્યારે મુસાએ જાણ્યું કે એ સજા ખમવી પડવાની.

આખા જગતમાં મુસા ઘણોજ નરમ માણસ હતો. ઈસ્રાઈલનાં છોકરાંઓએ ઘણીવાર તેનો ઉપકાર ભૂલી જઈ તેને ઠપકો દીધેલો, પણ તેણે કંઈ જવાબ આપેલો નહિ. તો પણ આખરે તેને ગુસ્સો ચડ્યો.

જુઓ ગુસ્સાને દેવ કેટલો ધિક્કારે છે. દેવની એવી મરજી છે કે આપણે પ્રભુ ઈસુ ખ્રીસ્તના જેવા ઘણા સાલસ થવું. તેણે કોઈ દહાડો ગુસ્સા ભરેલો શબ્દ મ્હોમાંથી કાઢ્યો ન હતો.

વ્હાલા છોકરા, શું તું નરમ છે? તને કોઈ ધક્કો અને તમાચો મારે તો તે શું તું ખમી રહેશે અને તેને સામો ધક્કો અને તમાચો નહિ મારશે? જો કોઈ છોકરો તારી જગા લઈ લે તો તું તેને નરમાસથી કહેશે કે મને મારી જગો આપ? જો તે તને તારી જગો નહિ આપે તો તું ચુપકીથી બીજી જગાએ બેસશે?

કોઈ છોકરાં તને નઠારી ગાળો દે તો તું નરમ થશે અને તેમને નઠારી ગાળો નહિ દેશે? કોઈ નરમ અને સાલસ છોકરું એ બધું કરે. વ્હાલા છોકરા, દેવ તને ઘણો નરમ કરી શકે છે.

તું દેવની પ્રાર્થના કરશે કે મને ઇસુ જેવો નરમ કર? મુસાને રીસ ચઢી હતી તો પણ તે ઘણો નરમ હતો.

દેવે મુસાને તથા હારૂનને સજા કીધી તેથી શું તે દયા વગરનો હતો?

દેવ દયા વગરનો કહેવાય નહિ, પણ લોકો તેમનો હુકમ નહિ માને તો તે તેમને સજા કરશે. ઇસ્રાઇલ લોકોને એટલું બતલાવવાની દેવને મરજી હતી કે હું કોઇને મારો હુકમ તોડવા દઉં નહિ. મુસાને પણ નહિ.

પછી હારૂનને મરવાનો વખત આવ્યો. હારૂન પેહેલો મરે એવી દેવની મરજી હતી. દેવે મુસાને કહ્યું કે હારૂન તથા તેના વડા છોકરાને લઇને તું ડુંગર ઉપર જા; હારૂન ત્યાં મરી જશે એટલે તેના લુગડાં તારે તેના છોકરાને પેહેરાવવાં. હારૂનને બદલે તેના છોકરાને વડો ગોર કરવાની દેવની મરજી હતી તેથી તે પોતાના બાપનાં કપડાં પેહેરવાનો હતો.

તેથી હારૂને વડા ગોરનાં સુંદર કપડાં પેહેર્યાં. સુનાની ઘુઘરીવાળો આશમાની જામો, તે ઉપર દોપટ્ટો, ચળકતું છાતીનું બખ્તર, અને ઉપર સુનેરી અક્ષર લખેલા એવી સફેત ટોપી, એટલું તેણે પેહેર્યું. પછી હારૂન મુસા તથા પોતાના છોકરા જોડે ડુંગર ઉપર ગયો. તેઓ ઉપર જતા હતા ત્યારે બધા લોકે તેમના તરફ જોયું. હારૂન જાણતો હતો કે હવે હું પાછો ડુંગર નીચે આવવાનો નથી તો પણ તેણે દેવનો હુકમ માન્યો અને નરમાસથી પોતાની સજા સહન કીધી.

તેઓ ડુંગર ઉપર ગયા ત્યારે મુસાએ પોતાના ભાઇ હારૂન ઉપરથી સુંદર કપડાં ઉતારી લીધાં અને તે હારૂનના છોકરાને પેહેરાવ્યાં.

મુસા પોતાના ભાઈ હારૂનથી તે ડુંગર ઉપર જુદો પડયો કેમકે હારૂન ત્યાં મરી ગયો. મુસા અને હારૂનનો છોકરો હારૂનને ડુંગર ઉપર મરેલો મૂકી નીચે ઉતર્યા. ત્યારે લોકોએ જાણ્યું કે હારૂન મરી ગયો અને બીજો વડો ગોર થયો.

હારૂનનો આત્મા સ્વર્ગમાં ગયો કેમકે દેવે તેનાં પાપ માફ કીધાં હતાં. જો તે ધુસ્સે થઈ નહિ બોલ્યો હોત તો તે જીવતો રહી કનાન જોત. મુસાએ જાણ્યું કે હું પણ જલદી મરી જઈશ. પણ તે હાલ મરે એવી દેવની મરજી ન હતી.

---

## પાઠ ૩૪.

### મુસા અથવા પિત્તળનો સાપ.

ગણના ૨૧ : ૪–૯.

ઈસ્રાઈલનાં છોકરાં જંગલમાં ઘણાં વરસ ફર્યાં. કેટલીક વખત જ્યારે તેઓ કનાનની પાસે જતા ત્યારે વાદળું બીજે રસ્તે જતું તેથી તેમને જે જંગલમાં ફર્યા કરવું પડતું. આથી તેમને ઘણું દુઃખ પડયું, કેમકે તેમને સુંદર કનાન દેશમાં જવાનું ઘણું મન હતું. જો તેઓ જંગલમાં ઘણી ખરાબ રીતે ચાલ્યા ન હોત તો તેઓ જલદી કનાન પોહોંચ્યા હોત; પણ તેમને કનાનમાં જવા દીધા નહિ એટલી દેવે તેમને સજા કીધી.

એ સજા તેઓએ કેવી રીતે સહન કીધી? તમે જાણોછો કે તેઓ હમેશા બબડવાને તૈયાર હતાં. તેઓ દેવ અને મુસાની સામુ બોલતા. તેઓએ તેમને કહ્યું કે તમે અમને મિસરમાંથી બાહાર કેમ લાવ્યા? અમે જંગલમાં મરી જઈશું. અહિં રોટલી મળે નહિ, પાણી પણ નહિ મળે અને હવે અમને આ માના ભાવતું નથી.

શું માન્ના ખાવામાં સારૂં હતું? તે દૂનોને ખાવા લાયક હતું. તે ડાઘા વગરનું સફેત અને મધના જેવું મીઠું હતું. તે સ્વર્ગમાંથી આવતું અને અનાજની માફક જમીનમાં પાકતું નહિ. પણ આ નગરા ઈસ્રાઈલ લોકો બોલ્યા કે અમે એને ધિકારીએ છીએ અને એ ખાતા કંટાળી ગયા.

હવે દેવે તેમને ભયંકર સજા કીધી. તમે જાણોછો કે જંગલમાં જંગલી જાનવરો તથા ભયંકર સાપ અને વીછુ હતા. પણ દેવ ઈસ્રાઈલ લોકોની સંભાળ રાખતો તેથી તેઓ તેમને કંઈ ઈજા કરતા નહિ. પણ હવે દેવે એવા સાપ મોકલ્યા કે તેમનાં મ્હોમાં તો દેવતા સળગતો હતો. એ સાપો તંબુમાં દોડતા ગયા. ઈસ્રાઈલ લોકોથી તેમની પાસેથી નાહાસી જવાય નહિ. જો તેઓ ઉંચે ચઢે તો સાપ પણ તેમની પાછળ ઊંચે જાય અને તેમનાથી તો ઘણીજ ન્હાની જગામાંથી પણ જવાય.

ઘણા ઈસ્રાઈલ લોકોને સાપે કરડયા અને તેથી તેઓ માંદા પડયા. તેમનો મંદવાડ વધતો ગયો અને અંતે તેઓ મરી ગયા. સાપનું ઝેર ઉતારવાને તેમની પાસે કંઈ ઓસડ હતું નહિ. મલમ પટાથી પણ તે ઝેર ઉતરે એવું ન હતું. જેને સાપ કરડતો તે મરીજ જતો.

ઈસ્રાઈલ લોકોએ મુસાને આવીને કહ્યું કે અમે પાપ કીધાં છે. અમે તમારી અને દેવની સામા બોલ્યા. હવે પ્રભુની પ્રાર્થના કરો કે આ સાપોને લઈ લે. કારણ કે સાપો હજુ તંબુઓમાં હતા.

શું લોકોને માટે મુસાએ પ્રાર્થના કીધી? અથવા શું તેણે એમ કહ્યું કે તમે શિક્ષાને લાયક છો, હું તમને મદદ કરવાનો નથી? મુસા દયાળુ અને માફ કરે એવો હતો. તેણે લોકોને માટે પ્રાર્થના કીધી.

પ્રભુએ મુસાની પ્રાર્થના સાંભળી. મુસાએ માગ્યું તે કરતાં પણ તેણે વધારે કીધું. કેમકે દેવે સાપને બોલાવી લીધા એટલુંજ નહિ, પણ જે લોકોને સાપે કરડયા હતા તેનું ઝેર શી રીતે ઉતારવું તે પણ તેણે બતાવ્યું.

દેવે મુસાને શું કરવાનું કહ્યું? તેણે શું મુસાને એમ કહ્યું કે એ લોકોને કંઈ ઓશડ આપ અથવા ડંખે મલમના પટા માર? દેવે મુસાને એક એવી અજબ વાત કહી કે તે સાંભળી તમે અચંબો પામશો.

તેણે મુસાને કહ્યું કે થોડુંક પિત્તલ લઈ તેનો એક સાપ બનાવ અને તેને એક વાંસ ઉપર બાંધી જે લોકોને સાપે કરડયા હોય તેઓને કહે કે આ જુઓ. અને જે તે જોશે તે સારા થઈ જશે.

તેઓને સારા કરવાની આ અજબ રીત નહિ હતી?

મુસાએ દેવનું માન્યું. તેણે થોડુંક પિત્તળ લઈ તેને દેવતામાં તપાવી નરમ કરી તેનો એક સાપ બનાવ્યો. પછી તેને એક વાંસે બાંધી બધાથી જોવાય એવી જગાએ તેણે તે વાંસ ઉંચો કીધો અને માંદાં માણસોને બોલાવી કહ્યું કે આ સાપ જુઓ એટલે સારા થઈ જશો.

જેઓને સાપે કરડયા હતા તેઓએ પેટ ઘસડતા તંબુના બારણા આગળ આવી સાપ તરફ નજર ઉંચી કીધી. તેઓએ સાપને જોયો કે તેમનું દુઃખ જતું રહ્યું. તેઓ સારા થયા અને તેમનામાં જોર આવ્યું. તેઓ ચાલી શકે અને દેવના ગુણ ગાય એવા થયા.

બધાં માંદાં માણસે સાપને જોયો? તે મને માલમ નથી. કદાચ કેટલાક એમ બોલ્યા હશે કે સાપને જોયાથી સારા કેમ

થવાય ? એવા માણસ મરી ગયા હશે. પણ હું ધારૂંછું કે તે બધાએ સાપને જોયો.

વ્હાલાં છોકરાં, એક સાપ આપણને કરડ્યો છે તે તમે જાણોછો ? એક સાપે આપણા આત્માને કરડ્યા છે. હું કયા સાપ વિશે બોલુંછું ? પેલા શેતાન ઘરડા સાપ વિશે. તેણે આપણા આત્માને કરડ્યા છે. એટલે તેણે આપણને પાપી કીધા. તેણે ઈદનવાડીમાં આદમ તથા હવાને કેવાં પાપી કીધાં તે તો તમે સાંભળ્યું છે. આપણે આદમનાં છોકરાં છુઈએ તેથી આપણે પણ પાપી છુઈએ. એ ઝેર ઉતારી આપણા આત્માને કોણ સારા કરી શકે ? ફરી જીવતા નહિ થવાય એવા મોતથી આપણને કોણ બચાવે ? આપણને સદા જીવતા કોણ રાખે ?

પિત્તળના સાપને વાંસ ઉપર ઉંચો બાંધ્યો હતો અને ઈસુને વધસ્તંભ ઉપર. હવે આપણે ઈસુ તરફ જોવું. ઈસુ તરફ જોવું એટલે શું ? આપણી આંખે તેના તરફ જોવું એમ મારા કહેવાનો અર્થ નથી. ઈસુને વધસ્તંભ ઉપર જોવાથી આપણો ઉદ્ધાર નહિ થાય. ઘણા પાપી લોકોએ તેને મરતો જોયો પણ તેમનો ઉદ્ધાર થયો નહિ. તેના તરફ જોવું એટલે તેનો વિચાર કરવો અને તેના પર ભાવ રાખવો. જ્યારે તમે એમ વિચાર કરો કે ઈસુ આપણે માટે મરી ગયો અને જ્યારે તમે તે માટે તેના પર ભાવ રાખો ત્યારે તમે ખરા દીલથી તેને જુઓછો એમ કહેવાય.

વ્હાલાં છોકરાં, મને આશા છે કે તમે ખરા દીલથી ઈસુ તરફ જોશો કે જેથી તમે પાપ, શેતાન અને નરકમાંથી બચી જાઓ.

.........................

## પાઠ ૩૫.

### મુસા અથવા મુસાનું મરણ.

અનુવાદ ૩૧, ૩૨, ૩૩, ૩૪.

હવે મુસાને મરવાનો વખત નજીક આવ્યો હતો. ઈસ્રાઈલ લોકો કનાનમાં થોડીવારમાં જવાના હતા, પણ મુસાથી તેમની સાથે જવાવાનું નહિ.

મુસા જંગલમાં હતો તે વખત તેણે કેટલાંક પુસ્તકો લખવા માંડયાં હતાં અને હવે તે પુરાં કરી રહેવા આવ્યો હતો. એ પુસ્તકોમાં મુસાએ શા વિષે લખેલું તે જાણવાનું તમને મન છે ?

દેવે જગત શી રીતે બનાવ્યું, આદમે ભલું ભુડું જાણવાના ઝાડનું ફળ શી તરેહ ખાધું, કાઈને હાબેલને શી રીતે મારીનાખ્યો એ વિશે તેણે લખ્યું હતું. તેણે નૂહ, ઈબ્રામ, ઈસહાક અને યાકૂબ વિશે પણ લખ્યું હતું. વળી તેણે ભલા યુસફ તથા તેના પાપી ભાઈઓ વિશે લખ્યું હતું. તેણે પોતાને વિશે, પોતે ન્હાનો હતો ત્યારે કેવી રીતે બુડતો બચેલો તે પણ લખ્યું હતું. દશ પીડા, દશ હુકમ, મંડપ, તથા પોતાનાં પાપ પણ તેણે લખ્યાં હતાં. મેં જે તમને કહ્યું છે તે બધું મુસાએ પાંચ પુસ્તકોમાં લખ્યું હતું. બીજી ચોપડીમાં તેમની નકલ થએલી છે અને મુસાનું બધું લખાણ આપણે વાંચી શકીએ છીએ કારણ કે તે બૈબલમાં છે.

પણ એ બધું મુસાએ શી રીતે જાણ્યું ? દેવે જગત બનાવ્યું ત્યારે તો તેનો જન્મ પણ ન હતો. જે વસ્તુ તેણે કદી જોએલી નહિ તે વિશે તે કેમ કરી લખી શકયો ? દેવે જગત શી રીતે બનાવ્યું તે કોઈએ તેને કહ્યું હશે વારૂ ? દેવે જગત બનાવ્યું ત્યારે કોઈનો જન્મ થએલો નહિ હતો. દેવ શિવાય કોઈ બીજાથી

એ વાત તેને કહેવાય નહિ અને દેવેજ તેને એ વાત કહી હતી.

દેવે મુસા સાથે પોતાના આત્માની મારફતે વાત કીધી. મુસા લખતો હતો ત્યારે દેવ તેના મનમાં વિચાર મૂકતો હતો. તેથી શું લખવું તે તે જાણતો હતો.

જેવી ચોપડીઓ તમે જોઈ છે તેવીમાં મુસાએ લખ્યું નથી. દુકાનમાં જેમ લુગડાનાં થાન વીંટાજેલાં હોયછે તેમ તેનો કાગળ વીંટાજેલો હતો. એવા તેણે પાંચ કાગળ લખ્યા અને તેને તેણે પોતાનાં પુસ્તક કહ્યાં. જો તમે મુસાની ચોપડી વાંચી હોત તો વાંચતાં વાંચતાં તમારે તે ઉકેલવી પડત.

મુસા પોતાનાં પુસ્તક લખી રહ્યો ત્યારે તેણે ગોરને બોલાવી કહ્યું કે આ પુસ્તકો સાચવી રાખજો. મુસાએ તેમને કહ્યું કે તમારે ઈસ્રાઈલ લોકોના મરદ, બૈરાં, તથા ન્હાનાં છોકરાંને આ ચોપડી વાંચી સંભળાવવી કે જેથી દેવને શી રીતે રાજી કરવો તે તેમના જાણ્યામાં આવે.

મુસાએ જાણ્યું કે હવે થોડી વારમાં ઈસ્રાઈલ લોકોને છોડીને મારે જવું પડવાનું. તેને એવી ઘણી મરજી હતી કે મારા મુઆ પછી કોઈ ભલો માણસ એ લોકોની સંભાળ લે તો સારૂં; કારણ કે તે લોકો તેની સાથે ઘણી ખરાબ રીતે ચાલેલા તો પણ તેમના પર તેનું ઘણું હેત હતું. તેથી મુસાએ દેવને વિનંતિ કીધી કે કોઈ ભલા માણસના હવાલામાં એ લોકોને આપજે. દેવે મુસાની અરજ સાંભળી તેને કહ્યું કે તારા મુઆ પછી ઈસ્રાલનાં છોકરાંની સંભાળ લે એવા માણસ મેં ખોળી કાઢયો છે.

એ માણસ તમારી ધારણામાં કોણ હતો? તે યહોશુઆ નામનો એક ભલો જાસુસ હતો. ચાળીસ વરસ લગી દેવનું કામ કરવામાં તેણે મુસાને મદદ કીધી હતી, તેથી મુસાએ તેને

ઘણું શિખવ્યું હતું. મારા મુઆ પછી ઈસ્રાઈલ લોકોની સંભાળ યહોશુઆ લેશે તે સાંભળી મુસા ઘણો ખુશ થયો.

મુસાએ યહોશુઆને બોલાવી તેને કહ્યું કે ઈસ્રાઈલનાં છોકરાંને કનાનમાં લઈ જવાની દેવ તને રજા આપશે. ત્યારે પાપી લોકો સાથે લડવું પડશે માટે તારે ઘણા બાહાદુર થવું. દેવ તને મદદ કરશે માટે તારે બિહીવું નહિ. દેવ તને કદી છોડીને જતો રહેશે નહિ.

મુસાને એવી મરજી થઈ કે હું મરતાં પેહેલાં તે લોકો સાથે વાત કરૂં અને તેમને ભલા થવાને શિખામણ દઉં. તેથી તેણે બધા લોકોને સાથે બોલાવી તેમને કહ્યું કે હું હવે મરી જવાનો. તે બોલ્યો કે હું ઘણો ઘરડો થયો છું. આજે મારી ઉમ્મર એક સો વીસ વરસની થઈ. મેં દેવનો અપરાધ કીધો તેથી મારાથી કનાનમાં જવાય નહિ. પણ યહોશુઆ તમને ત્યાં લઈ જશે. દેવનો હુકમ માનવો અને તેના પર ભાવ રાખવો એટલું યાદ રાખજો. તે તમને હમેશાં આશીર્વાદ દેશે. પણ જો તમે મૂર્ત્તિની પૂજા કરશો અને પાપી થશો તો દેવ તમને સજા કરશે.

દેવે મુસાને કહ્યું કે તારા મુઆ પછી એ લોકો ગાય એવું એક ભજન એમને શિખવ. એ ભજન ઈસ્રાઈલનાં છોકરાં ઉપર દેવની દયા વિશે હતું.

વહાલાં છોકરાં, તમે દેવનાં સારાં સારાં ભજન શિખોછો. તમે તે શા વાસ્તે વારે વારે ગાઓછો તે તમે જાણોછો? દેવના ઉપર તમારો ભાવ ચોંહોટે તે માટે તેનો વિચાર કરવામાં એથી તમને મદદ મળેછે. કેટલાંક છોકરાં તો સવારમાં ઉઠે કે તરત ભજન ગાયછે.

મુસા તે લોકોને ભજન શિખવી રહ્યો ત્યાર પછી તેણે તેમને આશીર્વાદ દીધો અને પછી તેઓને મૂકીને ગયો તે કોઈ દહાડો પાછો મળવાનોજ નહિ.

દેવે મુસાને કહ્યું કે તું એકલો પેલા ઉંચા પાહાડ ઉપર જા. હું તને કનાન જવાદેવાનો નથી, પણ એ પાહાડની ટોચ ઉપરથી સુંદર કનાન દેશ હું તને જોવા દઈશ.

મુસાએ જાણ્યું કે મારાથી કનાનમાં જવાવાનું નહિ તો પણ હું કનાન જોવાનો તેથી તે ખુશ થયો. તેથી મુસા એકલો પાહાડ ઉપર ગયો. તે ઘણો ઘરડો હતો તો પણ નબળો ન હતો. તે ન્હાનો હતો ત્યારે જેમ ચાલી શકતો અને જોઈ શકતો તેમજ હાલપણ તેનાથી ચલાતું અને જોવાતું. કેમકે તેની આંખે ઝાંકવળી ન હતી. તે વાંચતો, લખતો અને ઘણે દૂરથી જોતો. દેવે તેને નબળો કે આંધળો થવા દીધો ન હતો.

ઈસ્રાઈલ લોકોએ મુસાને એકલો પાહાડ ઉપર જતો જોયો અને જાણ્યું કે હવે ફરીથી આપણે એનું મ્હો જોવાના નહિ ત્યારે હું ધારૂંછું કે તેઓ ઘણા દલગીર થયા હશે.

મને આશા છે કે તેઓ તેની સાથે ખરાબ રીતે ચાલેલા અને ખડક આગળ તેને ખિજવેલા તે માટે તેઓ દલગીર થયા હશે. મુસા તેમનો કેવો દયાળુ મિત્ર હતો.

મુસા પાહાડની ટોચ ઉપર ગયો ત્યારે ઘણે દૂરથી તેણે કનાન જોયું. તે એક સુંદર દેશ હતો. તેમાં ઝાડપાનવાળી ટેકરીઓ, નદીઓ, અનાજનાં ખેતરો અને પુષ્કળ ફળ લાગેલાં એવાં ઝાડો પુષ્કળ હતાં. ઈસ્રાઈલનાં છોકરાં આવા સુંદર દેશમાં રહેશે અને દેવની પૂજા કરશે તેથી મુસા ઘણો ખુશ થયો.

મુસા તે દેશ જોઈ રહ્યો કે તરત મરી ગયો. તેની આંખ

બંધ કરે અથવા તેના મરતી વખતના નિસાસા સાંભળે એવો કોઈ ભાઈબંધ તેની પાસે ન હતો. તેને કબરનાં લુગડાં પેહેરાવે અથવા દાટે એવો કોઈ ભાઈ પાસે ન હતો.

જંગલી જનાવરો મુસાનું મુડદું ખાઈ જાય અથવા પક્ષીઓ ચાંચ મારી તેને ફોલી ખાય એવી રીતે દેવ શું તેને પડી રહેવા દીધું? ના, દેવ જાતે મુસાને દાટયો. અને તે વળી પાહાડની ટોચ ઉપર નહિ, પણ પાહાડ નીચે એક છુપી જગામાં. મુસાને ક્યાં દાટયો તે કોઈ જાણતું નથી, પણ જે દુતો તેનો આત્મા દેવ પાસે લઈ ગયા તેઓ જાણેછે. કેમકે કબર માંહેનાં દેવનાં વ્હાલાં છોકરાંની તેઓ રખેવાળી કરેછે. છેલ્લું રણશિંગડું વાગશે ત્યારે મુસા કબરમાંથી ઉઠશે અને આકાશમાંના તારાની પેઠે ચળકશે.

એ પ્રમાણે મુસા મરી ગયો. દેવ ફકત એનીજ સાથે ભાઈબંધ તરીકે વાત કરતો જેમ મિત્રો એક બીજા સાથે વાત કરે તેમ દેવે મુસા સાથે મ્હોડે મ્હોડ વાત કીધી તતી.

હવે મુસા વિશે હું તમને કંઈ કહેવાનો નથી. પણ જો તમે સ્વર્ગમાં જશો તો ત્યાં તેને તમે જોશો. તમને યાદ તો હશે કે તે મિસર દેશમાં મ્હોટો રાજા થયો હોત. ફારૂન રાજાની છોકરીએ તેને પાણીમાંથી બુડતો કાઢેલો, તેને સારી સારી વસ્તુઓ આપેલી, અને તેને પોતાનો છોકરો કહ્યો હતો. પણ મુસાને બિચારાં ઈસ્રાઈલ લોકોને મદદ કરવાનું મન થયું હતું. તેને મિસરના રાજા થવું ગમ્યું નહિ.

મુસાએ પૈસાદાર તથા મ્હોટા થવા કરતાં બિચારાં ઈસ્રાઈલનાં છોકરાંઓને મદદ કીધી એ શું બહુ સારૂં કામ ન હતું?

તમે જાણ્યું કે મુસા ઉપર દેવનું હેત હતું, દેવે તેને પોતાનો મિત્ર કીધો હતો અને તે મરી ગયો ત્યારે તેને સ્વર્ગમાં લઈ ગયા.

વ્હાલાં છોકરાં, હવે મને આશા છે કે તમે મુસા જેવાં થશો. હું એવી પણ આશા રાખુંછું કે તમે મ્હોટાં થશો ત્યારે ગરીબ લોકોને મદદ કરવાને તથા તેમને દેવની વાત શિખવવાને તમે કોશીસ કરશો. વ્હાલાં છોકરાં, વિચાર કરો કે ઇસુ તમારા પર કેટલી દયા રાખતો હતો. આપણે દેવને ઓળખીએ તે માટે અને આપણો ઉદ્ધાર કરવાને માટે તેણે સ્વર્ગ છોડયું હતું.

---

## પાઠ ૩૬.

### યહોશુઆ અથવા રાહાબ.

યહોશુઆ ૨.

હવે ઇસ્રાઇલ લોકો કનાનની લગભગ આવી પોહોંચ્યા હતા. મુસાના મરી જવાથી તેઓ દલગીર હતા. પણ હવે મુસાને બદલે યહોશુઆ તેમની સંભાળ લેશે. તેઓએ શું કરવું તે યહોશુઆ તેમને કહેશે. કંઇ કહેવું હશે તો દેવ યહોશુઆને કહેશે અને યહોશુઆ તેમને કહેશે.

ઇસ્રાઇલ લોકોને થોડીવાર પછી મ્હોટી લડાઇ લડવી પડશે. કોની સાથે તેમને લડવું પડશે ? કનાનમાં રહેનારા પાપી લોકો જોડે. દેવને મરજી થઇ કે તેમનાં પાપને માટે તેમને એટલી શિક્ષા કરવી કે તેમને મારીનાખવા અને તેમને બદલે ઇસ્રાઇલ લોકોએ કનાનમાં રહેવું.

તે જંગલ અને કનાન વચ્ચે એક મ્હોટી નદી હતી. કનાનમાં પેસતાં પેહેલાં તેમને તે નદી ઉતરવી પડશે. તે નદીને સામે કાંઠે આવેલા કનાનના ઝાડપાન વાળા ડુંગરો તેમનાથી જણાતા હતા. તેઓએ ઉંચા કોટવાળું એક મ્હોટું શેહેર પણ જોયું. તેનું નામ યરીકો હતું. તે શેહેર કનાનમાં હતું અને તેમાં પાપી

લોકો રહેતા હતા. ઇસ્રાઈલ લોકોએ જાણ્યું કે એ શેહેરના લોક જોડે આપણે થોડી વાર પછી લડાઈ કરવી પડશે.

યહોશુઆએ બે ઇસ્રાઈલ માણસને કહ્યું કે તમે શેહેરમાં જાઓ, શેહેર જુઓ અને પછી એ શેહેર કેવું છે તથા એમાં કેવા લોક રહેછે તે પાછા આવીને મને કહો. એ બે માણસ જાસુસ હતા, કેમકે તેમને દેશ જોવા મોકલ્યા હતા.

શેહેરમાં બે જાસુસ આવ્યા એ વાત યરીકોના લોક જાણે નહિ એવી યહોશુઆની મરજી હતી, કેમકે જાણે તો તેઓ તેમને મારીનાખે. તે માટે છેક અંધારૂં થયું ત્યારે તેઓ શેહેરમાં ગયા. જાસુસો નદી ઉતરી ગયા. નદીમાં એક જગાએ પાણી ઘણું નહિ હતું અને લોકો ત્યાંથી ઉતરતા હતા.

અંધારૂં થતું ત્યારે યરીકોના દરવાજા બંધ થતા હતા. પણ દરવાજા બંધ થયા તેની જરાક આગમચ તેઓ જઈ પોહોંચ્યા. તેઓ વીસી વાળી એક રાહાબ નામની બાઈને ઘેર ગયા. તેનું ઘર યરીકોના કોટ ઉપર બાંધેલું હતું. જાસુસો એમ ધારતા હતા કે યરીકોમાં પેસતાં આપણને કોઈએ જોયા નથી. પણ કેટલાંક માણસે તેમને જોયા હતા. તેઓએ યરીકોના રાજાને જઈને કહ્યું કે બે ઇસ્રાઈલો રાહાબના ઘરમાં આવ્યા છે. રાજાએ જાણ્યું કે ઇસ્રાઈલ લોકો આવીને મારી સાથે લડવાનો ઇરાદો રાખેછે. તે જાસુસોને મારીનાખવાનો તેનો ઇરાદો હતો, તેથી તેમને પકડી લાવવાને તેણે કેટલાક માણસોને રાહાબને ઘેર મોકલ્યા.

બિચારા જાસુસો હવે શું કરે ? તેઓ કયાં જાય ? પણ દેવે તેમનું રક્ષણ કીધું. તેણે એવું કીધુ કે રાહાબને તેમના ઉપર દયા આવી. તેઓ પેહેલ વેહેલા ગયા ત્યારે રાહાબે તેમને લઈ જઈને ઘરના છાપરા ઉપર સંતાડયા હતા. બીજા ઘરના જેવું

તે ઘરનું છાપરૂં ઢળતું નહિ હતું, પણ જમીન જેવું સપાટ હતું. રાહાબના ઘરના છાપરા ઉપર સણનાં ઘણાં બધાં કાઠાં નાખેલાં હતાં. સણ શું છે? સણ એક છોડ છે અને તેના દોરા બનેછે. રાહાબે છાપરા ઉપર કાઠાં સુકવવા નાખ્યાં હતાં. જાસુસો દાદરે ચડી છાપરા ઉપર ગયા ત્યારે રાહાબે તેમને ત્યાં સુઈ જવાનું કહ્યું અને તેણે તેમના ઉપર કાઠાં નાંખી તેમને ઢાંકી દીધા કે કોઈથી જણાય નહિ.

જાસુસોને રાજા પાસે પકડી લઈ જવા જે માણસો આવ્યા હતા તેમને તેઓ રાહાબના ઘરમાં જડયા નહિ ત્યારે તેઓ તેમને શેહેર બાહાર ડુંગરોમાં તથા નદી કાંઠે ખોળવા ગયા.

યરીકોના રાજાના માણસ ગયા ત્યારે રાહાબ જાસુસ સાથે વાત કરવાને ઉપર ગઈ. તે વખતે રાત હતી તેથી કરીને રાહાબે તેમની સાથે છાપરા ઉપર વાતચીત કીધી અને કોઈએ તેમને વાત કરતા જોયા નહિ. તે જાસુસો સણના કાઠાના ઢગલામાંથી બાહાર નિકળ્યા. રાહાબ મૂર્ત્તિની પૂજા કરતાં શિખી હતી. પણ તમે જાણશો કે તે હવે મૂર્ત્તિને નહિ પણ ખરા દેવને માનતી હતી. જાસુસ પાસે તે કંઈ માગવાની હતી. તે ડરતી હતી કે ઈસ્રાઈલનાં છોકરાં યરીકોના લોકો જોડે નદી ઓલંગી લડવા આવશે ત્યારે તેઓ મને તથા મારાં સગાં વ્હાલાંને મારી નાખશે. તેથી હવે તેણે જાસુસોને વિનંતી કીધી કે મને તથા મારાં સગાં વ્હાલાંને બચાવવાનું વચન આપો.

બિચારી રાહાબ બોલી કે હું જાણુંછું કે દેવ ઈસ્રાઈલ લોકોને આણીને કનાનમાં રાખશે. બધા લોક ઘણા બિહએ છે કે તમે મારી નાખશો. રાતા સમુદ્રમાં થઈને જવા માટે તમારા દેવ કેવી રીતે રસ્તો કીધો તે અમે સાંભળ્યું છે. હું જાણુંછું કે

તમારો દેવ તે એકજ ખરેખરો દેવ છે. મને હવે એટલું વચન આપો કે તમે આ શેહેરમાં આવો ત્યારે મને તથા મારાં માબાપ અને ભાઈબેહેનોને મારી નાખવાં નહિ. મેં તમારા પર દયા કીધી છે, તમે મારા ઉપર એટલી મેહેરબાની કરશો?

શું તમે એમ ધારોછો કે જાસુસોએ રાહાબને તથા તેના સગાં વ્હાલાંને બચાવવાનું વચન આપ્યું? હા. તેણે કેટલી દયા આણી તેમને સંતાડયા હતા! વળી રાહાબ દેવથી ડરતી હતી. જાસુસોએ તેને વચન આપ્યું કે અમે તને, તારાં માબાપને તથા ભાઈબેહેનને મારી નાખવા દઈશું નહિ.

તેઓએ રાહાબને આવું વચન આપ્યું ત્યારે તે કેટલી ખુશી થઈ હશે! જાસુસોએ તેને કહ્યું કે તારે એક વાત નહિ કરવી; તે એ કે અમે યરીકોમાં આવ્યા તે કોઈને કહેવું નહિ. જાસુસોએ તેને કહ્યું કે અમે અહિં આવ્યા એ વાત તું કોઈને કહે નહિ તો તારે તારાં માબાપના અને તારા ભાઈબેહેનના જાન બચાવવાનું અમે વચન આપીએ.

પછી રાહાબે તેમને શેહેર બાહાર જતા રસ્તામાં મદદ કીધી. શું જાસુસોથી દરવાજામાંથી જવાય? એ વખતે રાત હતી તેથી દરવાજા બંધ હતા. જો તેઓ સવાર સુધી ટકે તો યરીકોના લોક તેમને બાહાર જતા જોએ અને મારી નાખે. પણ તેઓને જવાને રાહાબે એક રસ્તો શોધી કાઢયો.

તેનું ઘર યરીકોના કોટ પર બાંધેલું હતું. તેના ઘરમાંની એક બારી યરિકોની બાહારના ઝાડ પાન વાળા ડુંગરો તરફ પડતી હતી. તે બારી ઉંચી હતી. તેથી રાહાબે એક દોરડું લઈને તેનો એક છેડો એક જાસુસની કમરે બાંધી તેને બારીમાંથી નીચે ઉતાર્યો અને પછી એ પ્રમાણે બીજાને હેઠે ઉતર્યો.

જ્યારે તે માણસો યરિકોના કોટ બાહાર જઈને ઉભા ત્યારે રાહાબ બારીની બાહાર જોયા કરતી હતી તેને તેઓએ બોલાવીને કહ્યું કે એક રાતું દોરડું લઈને તારી બારીએ બાંધ અને તારાં માબાપ તથા ભાઈબેહેનને તારા ઘરમાં આણીને રાખ. અમે વચન આપિયે છિયે કે અમે આ શેહેરના લોકો જોડે લડવા આવીશું ત્યારે જો તેઓ તારા ઘરમાં રહેશે તો અમે તેઓને મારી નાખીશું નહિ. પણ અમે આવીશું ત્યારે તું કે તારૂં કોઈ સગું મ્હોલામાં ફરતું હશે તો મરી જશે. અમે અહિં આવ્યા એ વાત તારે કોઈને કહેવી નહિ. એ વાત તારે છાની રાખવી. એમ કહીને જાસુસો ચાલ્યા ગયા અને યરિકોનાં માણસ નદી ઉપર ફર્યાં કરતાં હતાં તેઓ મારી નાખે તે માટે તેઓ ત્રણ દહાડા સુધી ડુંગરમાં સંતાઈ રહ્યા. ચોથે દહાડે તેઓ નદી ઓળંગી યહોશુઆ પાસે ગયા અને જે બન્યું હતું તે બધું તેને કહ્યું. યરિકોના લોક આટલા બધા બિહએછે તે સાંભળી યહોશુઆને આનંદ થયો અને તેને ખાત્રી થઈ કે કનાનના બધા લોકને જીતવામાં દેવ મને મદદ કરશે.

જાસુસોએ યહોસુઆને રાહાબની વાત કહી. તેઓ બોલ્યા કે રાહાબે પોતાના ઘરની બારીએ એક રાતું દોરડું બાંધ્યું છે તેથી તેનું ઘર તમે ઓળખશો. યહોશુઆએ બધાને કહ્યું કે જે ઘરની બારીએ રાતું દોરડું બાંધ્યું હોય તે ઘરમાંનાં માણસોને કોઈએ મારી નાખવાં નહિ.

તમે એમ ધારોછો કે રાહાબ બારીએ લાલ દોરડું બાંધવું ભૂલી ગઈ? ના ના, તેણે એક લાલ દોરડું બારીએ બાંધ્યું અને પોતાના માબાપ તથા ભાઈબેહેનોને પોતાના ઘરમાં આણીને રાખ્યાં અને જાસુસની વાત તેણે યરિકોના કોઈ

પાપી માણસને કહી નહિ. તેણે પોતાની બારીએ લાલ દોરડું કેમ બાંધ્યું તે કોઈએ જાણ્યું નહિ.

તમે એમ ધારશો કે હવે રાહાબ ડરતી હતી? શું તેને જાસુસોનો ભરોસો નહિ હતો? શું તેઓ પોતાનું વચન નહિ પાળશે? યરિકોના બધા લોક મરી જાય અને તેને બચાવવાનું દેવે વચન આપ્યું તેથી તેણે દેવનો કેટલો આભાર માન્યો હશે!

વ્હાલાં છોકરાં, એક એવો દિવસ આવશે કે જે દહાડે ઘણા પાપી લોક મરી જશે અને દેવતામાં બળી મરશે. તમે ઇન્સાફના દિવસ વિશે તો સાંભળ્યું છે. તમને એવી આશા નથી કે દેવ આપણને તે દહાડે બચાવશે? ત્યારે રાહાબે કીધું તેમ કરો. દેવને કહો કે અમને બચાવવાનું વચન આપ. જો તમે તેમ વિનંતિ કરશો તો તે તમને બચાવશે. તમે ખરેખર દેવથી રાહાબની પેઠે ડરતા હો, તો તમે તેની વારંવાર પ્રાર્થના કરો કે "અમને ઇસુ ખ્રીસ્તની ખાતર બચાવ."

દેવ તમારી પ્રાર્થના સાંભળશે, તમને આપેલું વચન ઇનસાફને દહાડે યાદ કરશે અને તમને કંઈ ઇજા થવા દેશે નહિ.

---

## પાઠ ૩૭.

### યહોશુઆ અથવા યર્દન નદી.

યહોશુઆ ૩; ૪; ૫: ૧, ૧૧, ૧૨.

ઇસ્રાઇલ લોકો હવે કનાનની લગભગ જઈ પોહોંચ્યા હતા. પણ જંગલ અને કનાનની વચ્ચે એક મ્હોટી નદી વેહેતી હતી. તે નદીનું નામ યર્દન હતું. ઇસ્રાઇલ લોકો એ નદી શી રીતે ઉતરી પેલે પાર જાય?

શું હોડીમાં બેસી તેઓ પેલે પાર જાય?

પણ એટલા બધા લોકોને માટે હોડી બનાવવાનાં લાકડાં શી રીતે મળે?

ત્યારે શું તેઓ પૂલ બાંધે? તેઓ પૂલ બાંધવામાં રોકાય તો કનાની લોક તેમને તીર મારી મારીનાખે.

ત્યારે શું તેઓ તરીને જાય?

પણ બૈરાં છોકરાં શી રીતે તરે? અને પોતાના તંબુ તેઓ પેલે પાર કેમ કરી લઈ જાય?

નદી ઉતરી જવામાં દેવ તેમને મદદ કરશે. તેઓ રાતો સમુદ્ર કેવી રીતે ઉતરી આવ્યા હતા?

દેવે યહોશુઆને શું કરવાનું કહ્યું તે તમે સાંભળશો.

યહોશુઆએ બીજે દહાડે સવારમાં વેહેલા ઉઠી લોકોને કહ્યું કે ગોર પેટી લઈ જાયછે તે જુઓ અને તેમની પાછળ પાછળ જાઓ પણ છેક નજીક નહિ જશો.

પછી યહોશુઆએ ગોરોને કહ્યું કે પેટી લઈને ચાલતા થાઓ.

તે પેટી સુનાની હતી અને તે પર આરામાની કપડું વીંટાળેલું હતું કે તે અથવા તે પરના સુનાના કડાં કોઈ જુએ નહિ પેટીએ જડેલી કડીઓમાં બે લાંબી લાકડી ઘાલેલી હતી અને ગોરે લાકડીના છેડા પકડચા હતા.

યહોશુઆએ હુકમ કીધો ત્યારે ગોરે પેટી ઉંચકી લીધી. તેઓ નદીને તીરે જઈ ઉભા. પણ શું કરવું તે તેઓ જાણતા ન હતા. તેઓએ સફેત કપડાં પેહેર્યાં હતાં પણ તેમના પગ ઉઘાડા હતા.

યહોશુઆએ તેમને બૂમ પાડીને કહ્યું કે ઉભા રહો. પછી તેણે બધા લોકોને કહ્યું કે દેવ એક ચમત્કાર કરવાનો છે તે હવે તમે જોશો. ગોર પાણીમાં પગ મૂકશે કે તરત સુકો રસ્તો થઈ જશે.

સઘળા લોકો તંબુની બહાર નીકળતા હતા. તેઓએ પોતાનો બધો સામાન બાંધીને તૈયાર કીધો હતો અને ગોર તરફ જોયા કરતા હતા.

ત્યારે યહોશુઆએ ગોરને કહ્યું કે હવે પાણીમાં પગ મૂકો.

તેમના પગ પાણીને અડકતાં વારનેજ એક બાજુએ પાણીની દીવાલ જેવી થઈ ગઈ અને નદીમાં સુકો રસ્તો પડ્યો. તેઓ ચાલતા ચાલતા નદીની અધવચ જઈને ઉભા. ત્યારે યહોશુઆએ લોકોને કહ્યું કે હવે તમે ઉતરો.

લોકો ઉતરતા હતા ત્યારે ગોર તો અડધે રસ્તેજ સ્થિર ઉભા રહ્યા. આખરે બધા લોક ઉતરી પેલે પાર ગયા. ફકત બાર માણસ આ કાંઠે રહ્યા. યહોશુઆએ તેમને ત્યાં ઉભા રહેવાનું કહ્યું હતું.

યહોશુઆએ તેમને કેમ ઉભા રહેવાનું કહ્યું હતું?

યહોશુઆએ તેમને કહ્યું કે, ગોર કયાં ઉભા છે તે જુઓ. તેમની પાસે મ્હોટા મ્હોટા પત્થરો પડેલા છે. તેમાંથી બાર પત્થર કનાનમાં લઈ જાઓ. એ બાર માણસો સુકે રસ્તે ચાલ્યા. દરેક જણ પોતાના હાથમાં અકેકો મ્હોટો પત્થર લઈને સામે કાંઠે ગયો. ત્યારે યહોશુઆએ તેમને કહ્યું કે એ બાર પત્થર કનાનમાં નદીની પાસે મૂકો.

તે પત્થરો ત્યાં શા માટે મૂકવાના હતા?

યર્દનમાં સુકો રસ્તો કીધો એ ચમત્કાર લોકો કદી ભૂલી નહિ જાય તે માટે તે પત્થર ત્યાં મૂકયા હતા. દેવે જાણ્યું કે ઘણી મુદત પછી ન્હાના છોકરાં એ બાર પત્થર જોઈને પોતાના બાપને પૂછશે કે આ પત્થર કેમ મૂકયા છે?

ત્યારે તેમના બાપ તેમને કહેશે કે એ પત્થરો અગાઉ નદીને તળીએ હતા પણ દેવે આપણે માટે સુકો રસ્તો કીધો

હતો તે માટે આપણને દેવનો ઉપકાર યાદ રહે તે કારણથી એ પત્થરો અહિં મૂકયા છે.

ન્હાનાં છોકરાં જે જે જોય તેનો અર્થ જાણવાની તેમને મરજી થાય તેથી દેવ રાજી થાયછે. દેવની એવી મરજી છે કે મારો ઉપકાર અને મેં જે જે ચમત્કાર કર્યા છે તે ન્હાનાં છોકરાંએ જાણવા જોઈએ.

બાર માણસો પત્થર લઈને ચાલતા હતા ત્યાં સુધી ગોરો નદીમાં સ્થિર ઉભા રહ્યા.

બધા સામે કાંઠે જઈ રહ્યા ત્યારે યહોશુઆએ ગોરોને કહ્યું કે હવે યર્દનમાંથી બહાર આવો. તેથી તેઓ બહાર નીકળી કિનારે ગયા. ગોરોએ કનાનની જમીન ઉપર જેવા પગ મૂક્યા તેવુંજ પાણી વેહેવા માડયું અને આગળની પેઠે જેવી હતી તેવી નદી થઈ ગઈ.

હવે ઈસ્રાઈલ લોકો કેવા સુખી થયા હશે! તેઓ ચાલીસ વરસ સુધી જંગલમાં ભટક્યા હતા, પણ આખરે સહીસલામત કનાનમાં આવ્યા. દેવની તેમના પર ઘણી મેહેરબાની હતી અને તે તેમને કનાનના પાપી લોકો જોડે લડવામાં મદદ કરશે.

કનાનના લોકોને મારી નાખવાની દેવને કેમ મરજી થઈ હતી? તેઓ મૂર્ત્તિની પૂજા કર્યા કરતા હતા અને ઘણાં પાપ કરતા હતા તેથી દેવે તેમને સજા કરવાનું પસંદ કીધું હતું.

યરીકોના રાજાએ ઈસ્રાઈલ લોકોને નદી ઉતરતા જોયા. પોતાના ઉંચા કોટ ઉપરથી તે તેમને જોઈ શકતો હતો. તેને અને તેમજ યરિકોના બધા લોકોને ઘણો ડર લાગ્યો. ફક્ત રાહાબને કંઈ ડર હતો નહિ. તેને માલમ હતું કે હું તો સહીસલામત રહીશ. તે ખરા દેવને માનતી હતી.

જોરાએ પેલી પેટી નીચે મૂકી. બધા ઈસ્રાઈલ લોકોએ યરિકોની બાહાર તંબુ ઠોકી ત્યાં છાવણી કીધી. કોટ ઉપર રાહાબની બારીએ બાંધેલું લાલ દોરડું જણાતું હતું.

તેથી રાહાબનું ઘર ઈસ્રાઈલ લોકોએ ઓળખ્યું અને યહોશુઆએ તેમને કહ્યું કે એ ઘરમાનાં માણસને કંઈ ઈજા કરવી નહિ.

ઈસ્રાઈલ લોકો અંદર આવે નહિ તે માટે યરિકોના દરવાજા બંધ રાખ્યા હતા. કોઈથી બહાર જવાય નહિ અને અંદર અવાય નહિ, પણ બધા શેહેરમાંના શેહેરમાંજ રહ્યા.

એ પાપી લોકો હવે ફરીથી નદી ઉપર ફરશે નહિ. તેમનાં મોતનો દિવસ ઘણો પાસે આવ્યો હતો. અરે! તેઓ છેક અંતની ઘડી સુધી દેવ પાસે કેમ નહિ ગયા ?

વહાલાં છોકરાં, આપણા ઈન્સાફનો દિવસ આખરે આવી પોહોંચશે. આપણાં પાપને માટે પસ્તાવો કરવાનો અને દેવ પાસે તેનો પવિત્ર આત્મા માગવાનો હવે આ વખત છે. જો ન્હાનાં છોકરાંઓ શરમ વગરના થઈ અને કોઈનું કહ્યું ન માની જુઠું બોલ્યા કરશે, કજીઆ કર્યા કરશે અને લડયા કરશે તો તેમને આખરે દલગીર થવું પડશે.

પણ વહાલાં છોકરાંઓ, મને આશા છે કે તમે દેવ ઉપર ભાવ રાખશો અને તમારો ઉદ્ધાર થશે.

---

## પાઠ ૩૮.

### યહોશુઆ અથવા યરિકોનો કોટ.

યહોશુઆ ૫; ૧૩—૧૫; ૬.

ઈસ્રાઈલનાં છોકરાં યરિકો શેહેરની આસપાસ છાવણી કરી પડયા હતા. પણ તેઓ દેવના હુકમની રાહ જોતાં હતાં. દેવની મદદ શિવાય તેમનાથી મજબુત દરવાજામાંથી જવાય એવું ન હતું.

યહોશુઆ ઈસ્રાઈલ લોકોનો સરદાર હતો. તે ઘણો બાહાદુર હતો. તેને ભરોસો હતો કે દેવ મને મદદ કરશે, અને તેથી તેને હિંમત હતી.

યહોશુઆ યરિકો શેહેરની બહાર હતો, ત્યારે એક અચંબા ભરેલા બનાવ બન્યો, તે હું તમને હવે કહુંછું.

એક દિવસ તેણે ઉંચે જોયું તો એક માણસને તેણે થોડે દૂર ઉભેલો દીઠો. તે માણસ સિપાઈ જેવો દેખાયો અને તેના હાથમાં એક તલવાર તેણે પકડી હતી. યહોશુઆએ જાણ્યું કે એ ઈસ્રાઈલી નથી. પણ તે કોણ હતું તે તેનાથી કહેવાતું ન હતું.

યહોશુઆએ તે માણસ પાસે જઈને પૂછ્યું, કે તું લડવામાં અમને મદદ કરવા આવ્યો છે, કે યરિકોના લોકને ?

ત્યારે તે માણસે જવાબ દીધો કે હું પ્રભુના લશ્કરના સરદાર તરીકે આવ્યો છું.

હવે યહોશુઆએ તે માણસને ઓળખ્યો. તે કોણ હતો તે તમે કહી શકશો ?

તે માણસ કર્તાં અને દૂત કર્તાં પણ મ્હોટો હતો. તે સ્વર્ગમાંનો પ્રભુ ઈસુ ખ્રિસ્ત હતો.

ઈસુ ઘણા દહાડા થયા પછી તો ન્હાનો છોકરો થયો. તે પોતાના બાપ પાસે સ્વર્ગમાં રેહતો, ને, કેટલીક વખત, માણસનું રૂપ લઈને પૃથ્વી પર આવતો.

પ્રભુ ઈસુએ સ્વર્ગમાંથી નીચે આવીને યહોશુઆ સાથે વાત કીધી, તે માટે શું તેને ઘણો દયાળુ નહિ કહેવો જોઈએ ?

યહોશુઆએ તે માણસને ઓળખ્યો ત્યારે તેણે ભોંય પર ઉંધો પડીને તેની પૂજા કીધી અને બોલ્યો કે મારો પ્રભુ પોતાના દાસને શું હુકમ કરશે ?

યહોશુઆ હમેશા બોલતો કે હું તો દેવનો દાસ છું.

ત્યારે દેવના લશ્કરના સરદારે તેને કહ્યું કે આ પવિત્ર જમીન છે માટે તારા પગમાંથી જોડા કાઢીનાખ.

15

ત્યારે યહોશુઆએ જોડા કાઢી નાખ્યા અને દેવના હુકમની રાહ જોતો ઉભો રહ્યો.

તે જમીન શા માટે પવિત્ર હતી? દેવ ત્યાં હતા તે માટે. તમને માલમ છે કે ગોર દેવના ઘરમાં જતા ત્યારે તેઓ જોડા પેહેરતા નહિ.

યરિકોના લોક જોડે કેવી રીતે લડવું તે પ્રભુએ યહોશુઆને કહ્યું.

એવી લડવાની રીત તો આગળ કોઈ જાણતું હતું નહિ. પ્રભુએ યહોશુઆને શું કરવાનું કહ્યું તે તમે થોડી વારમાં સાંભળશો.

પ્રભુ પાછા સ્વર્ગમાં ગયા ત્યારે યહોશુઆએ ગોરને તથા બધા ઇસ્રાઇલ લોકોને બોલાવ્યા અને તેઓએ શું કરવું તે તેમને બતાવ્યું. યહોશુઆએ કેટલાક ગોરને કહ્યું કે પેટી ઉંચકી લેઓ.

પછી તેણે બીજા સાત ગોરને બોલાવ્યા અને તેમને કહ્યું કે તમારે દરેક જણે એકેકું રણસિંગડું લઈને પેટીની અગાડી ચાલવું.

ત્યાર બાદ યહોશુઆએ બધા સિપાઈઓને બોલાવ્યા અને તેમને કહ્યું કે તમારે ગોરોની આગળ ચાલવું. બાકી રહેલા તલવાર અને ભાલાં વગરના લોકોને એટલે બૈરાં છોકરાંને તેણે ગોરની પાછળ ચાલવાનું કહ્યું.

તેઓ બધા કયાં જવાના હતા? યહોશુઆએ તેમને યરિકો શેહેરની આસપાસ ફરવાનું કહ્યું. સિપાઈઓ તલવાર અને ભાલા લઈને આગળ ચાલ્યા. તેની પછાડી ધોળાં લુગડાં પેહેરીને રણસિંગડાં વગાડતા ગોરો ગયા. તેમની પાછળ ગોરો પેટી ઉંચકીને ચાલતા હતા, અને તેમની પાછળ તલવાર તથા ભાલા વગરના લોક ચાલતા હતા.

હું ખાત્રીથી કહુંછું કે યરિકોના લોકોએ ધાર્યું કે ઇસ્રાઇલ લોકો કોટ ઉપર તીરનો માર ચલાવશે, અને કોશીશ કરી કોટ તોડી પાડશે. તેઓ કેટલા બધા બિહીધા હશે? રાહાબ તો પોતાના સગાં વ્હાલાંને લઈને પોતાના ઘરમાંજ રહી હતી. ઇસ્રાઇલ લોકો બીજી વાર આસપાસ ફરી આવ્યા અને પછી યહોશુઆ પાછો તેમને તેમના તંબુમાં લઈ ગયો.

આ સાંભળી શું તમે અચરત થતા નથી? કોટની આસપાસ ફરવાનું શું કામ હતું? આખરે શું થયું તે તમે સાંભળશો.

બીજે દહાડે યહોશુઆએ લોકોને તથા ગોરને આસપાસ ફેરવી પાછા ઘેર આણ્યા. પાછા બીજે દહાડે તેઓ એક ફેરો ફરી આવ્યા. એ પ્રમાણે છ દિવસ સુધી તેઓ યરિકોની આસપાસ ફર્યા અને લડયા શિવાય પાછા પોતાને તંબુએ ગયા.

લડયા શિવાય આસપાસ શા માટે ફરવું એમ પૂછવાને બદલે યહોશુઆના કહેવા પ્રમાણે ઈસ્રાઈલ લોકોએ કર્યું, તે તેઓએ સારૂં કામ કીધું.

તમે એમ ધારોછો કે યરિકોના લોક ઈસ્રાઈલોને જોઈને હસ્યા અને ધાર્યું કે એમનાથી કદી શેહેરમાં અવાશે નહિ?

છ દિવસ ગયા પછી આખરે યહોશુઆએ ઈસ્રાઈલી લોકોને કહ્યું કે સવારમાં જલદી અજવાળું થતાં ઉઠજો. તેણે તેમને આગળની પેઠે શેહેરની આસપાસ ફરવાનું કહ્યું. પણ તેઓ ફરી રહ્યા ત્યારે તેણે તેમને પાછા તંબુએ જવાનું કહ્યું નહિ, પણ પાછો એક ફેરો ખાવાનું કહ્યું. તે દહાડે તેઓ સાત ફેરા ફર્યા. તેઓએ આખો દહાડો યરિકો શેહેરની આસપાસ ફરવામાં કાઢયો.

તેઓ સાતમો ફેરો ફરી રહ્યા ત્યારે યહોશુઆએ તેમને કહ્યું કે હવે ગોર રણસિંગડાં વગાડે ત્યારે બૂમ પાડજો; કેમકે દેવે તમને આ શેહેર આપ્યું છે. તમે થોડી વારમાં શેહેરમાં જશો. રાહાબ અને તેનાં સગાં વ્હાલાં જેઓ તેના ઘરમાં છે તેઓ શિવાય તમારે બધા લોકને મારીનાખવા. તમને યરિકોમાં ઘણો સારો સારો સામાન જડશે, પણ તે તમારે રાખવો નહિ. તમારે સુનાં રૂપાનાં તથા પિત્તળનાં અને લોઢાનાં ખાલાં પ્રભુને લઈ જઈને આપવાં અને તમારે કંઈ તમારા ખપ માટે રાખવું નહિ. તમને જે જડે તે પ્રભુને ઘેર લાવજો; કારણ કે દેવે યરિકોને તથા તેમાંનાં બધાં સામાનને શ્રાપ દીધો છે.

યહોશુઆ બોલી રહ્યો ત્યારે ગોરોએ રણસિંગડાં વગાડયાં અને

લોકોએ એક મ્હોટી બૂમ પાડી. તેજ ક્ષણે યરિકોનો કોટ તુટી પડયો. કોટ તુટી પડવાથી કેવો ભયંકર ધડાકો થયો હશે ! હવે યરિકોના લોકોએ જાણ્યું કે આપણો મરવાનો દહાડો આવ્યો.

પેલા બે જાસુસો ઉતાવળથી રાહાબને ઘેર દોડી ગયા, અને તેને તેનાં માબાપને તથા ભાઈ બેનને ઘરમાંથી કાઢી પોતાના તંબુ પાસે એક સારી જગાએ તેમને લઈ ગયા. રાહાબ તથા તેનાં સગાં વ્હાલાં ઘરમાંથી બધો પોતાનો સામાન લઈ ગયાં. તેઓ તંબુ બનાવી તેમાં સાથે રહેશે. ઓ સુખી રાહાબ ! તે હવે ખરા દેવ વિશે વધારે શિખશે. તે દેવના આચારીને હોમ કરતા જોશે અને દેવનું મેઢાંનું બચ્ચું જે ઈસુ તે જગતમાં આવી પોતાના લોહીથી પાપ શી રીતે માફ કરશે તે સાંભળશે.

પણ યરિકોના લોકનું શું થયું ? તેઓ મરદ તથા બૈરાં છોકરાં બધાં કપાઈ મુઆં. ગેટાં, ગાયો અને બધાં જનાવરો પણ કપાઈ ગયાં હતાં. એક પણ જીવતું રહ્યું ન હતું. ઈસ્રાઈલ લોકોએ તેમને પોતાની તલવાર વતી કાપી નાખ્યાં. પછી તેઓએ આગ લગાડી બધાં ઘર બાળી મૂક્યાં. પણ તેઓએ સુના રૂપાનાં તથા પિત્તળનાં અને લોઢાનાં પ્યાલાં અને કુંડીઓ લઈ જઈને દેવનાં ઘરને માટે ગોરને આપ્યાં. ગોર કુંડીનું શું કરશે ? તેઓ તેમાં વેદીમાં વધેરેલાં ગેટાં બકરાંનું લોહી ભરશે.

કનાનના બીજા બધા લોકોએ યરિકોની વાત સાંભળી અને તેથી તેઓ આગળના કરતાં વધારે બીધા. તેઓ બોલ્યા કે યહોશુઆ કેવો મ્હોટો સરદાર છે !

પણ યહોશુઆને બદલે કયો સરદાર લડયો તે તો તમે જાણોછો. કોણે કોટ તોડી પાડયો ? યહોશુઆએ જેને જોયો હતો તે શું એ માણસ નહિ હતો ? હજારો દૂતો જેઓ હવામાં રહેછે તે બધાનો તે સરદાર હતો. તે બધા એનો હુકમ માનતા હતા. દૂતો માણસ કરતાં જબરા હોયછે, ઈસુ તેમનો સરદાર છે અને તે જાતે દેવ છે. તે કોટ તોડીનાખી

શકેછે અને તે પાછો બાંધી શકેછે. મારીનાખી પાછા જીવતા કરવાની તેનામાં શક્તિ છે. તે આપણને નરકમાં ગોંધી શકેછે અને પાછો સ્વર્ગમાં પણ લઈજાય એવો છે.

વહાલાં છોકરાં, તેની પાસે તમારે શું કરાવવાની મરજી છે? ચાલો આપણે તેની પ્રાર્થના કરીએ કે યરિકો બળી ગયું ત્યારે જેમ રાહાબને બચાવી તેમ જગત બળીજાય ત્યારે અમને બચાવજે.

---

## પાઠ ૩૯.

### યહોશુઆનું મરણ.

ઇસ્રાઈલ લોકોએ યરિકોનું શું કીધું તે તો તમે સાંભળ્યું. યરિકો શિવાય કનાનમાં બીજાં ઘણાં શેહેર હતાં. ઇસ્રાઈલ લોકો તે શેહેરના બધાં લોક જોડે લડયા.

કનાનના બધા લોક એ વાત સાંભળી અને તેથી તેઓ યહોશુઆથી ઘણા ડરતા હતા. તો પણ તેઓ તલવાર ભાલા લઈને તેમની સાથે લડયા.

તેમાં કોણ જીત્યું? દેવ હમેશા ઇસ્રાઈલ લોકોની મદદમાં હતો તેથી તે લોક હમેશા જીતતા. તેઓ આખા કનાનમાં ફરી વળયા. પેહેલાં તેઓ એક શેહેરમાં ગયા. અને ત્યાંના લોકને મારીનાખ્યા; પછી બીજા શેહેરમાં ગયા અને ત્યાંના લોકને મારીનાખ્યા. એ પ્રમાણે તેઓએ શેંકડો શેહેરમાં ફરી વળી કનાનના બધા લોકને મારીનાખ્યા. યરિકોના કોટની પેઠે દેવે બીજા શેહેરના કોટ પાડી નાખ્યા નહિ. પણ ઇસ્રાઈલ લોકોને શેહેરમાં પેસવાને ઘણું લડવું પડયું હતું.

આખરે યહોશુઆએ ઇસ્રાઈલનાં છોકરાંને કહ્યું કે હવે કનાનના લોકોનો નાશ થયો છે. હું તમને રહેવાને ઘર આપીશ. તેથી તેણે દરેક ઇસ્રાઈલને અક્કેકું ઘર આપ્યું તથા તેની સાથે અક્કેકી વાડી, ખેતર અને કુવો એ પણ આપ્યાં.

હવે ઈસ્રાઈલ લોકો નચીંત થયા. તેઓ પોતાની વાડીમાં અંજીરનાં ઝાડ તથા દરાખના વેલા તળે બેસી અંજીર તથા દરાખ ખાતા, અને વાડીમાંના કુવામાંથી પાણી પીતા.

શું ઈસ્રાઈલ લોકોએ પોતાના ઘર બાંધ્યાં હતાં? ના, તેઓ કનાનના લોકના ઘરમાં રહ્યા હતા. તે પાપી લોકોએ ઘર બાંધ્યાં હતાં અને વાડીમાં કુવા ખોદ્યા હતા તથા ઝાડો રોપ્યાં હતાં. પણ પાપી લોકો પાસેથી દેવે એ બધું લઈ લીધું અને ઈસ્રાઈલ લોકોને આપ્યું.

શું દેવ ગમે તેને એ બધું આપી શકેછે? હા, દેવે બધું બનાવ્યું અને એ બધું દેવનું છે અને તેની મરજીમાં આવે તેનેતે આપે. કેટલીક વખત તે પાપી લોકની પાસેથી પોતાનું આપેલું લઈ લેછે.

ઈસ્રાઈલ લોકો પોતાની વાડીમાં બેસતા ત્યારે તેઓએ પોતાના મનમાં વિચાર કરવો હતો કે કેટલી મેહેરબાનીથી દેવે આપણને આટલું બધું આપ્યું છે! આપણે તેના પર કેટલો ભાવ રાખવો જોઈએ.

વાહલાં છોકરાં શું દેવે તમને ઘણો સામાન આપ્યો નથી? તમારે શું દેવના પર ઘણો ભાવ નહિ રાખવો જોઈએ?

ઈસ્રાઈલ લોકોને દેવે એટલો બધો સામાન કેમ આપ્યો? શું તેઓ ભલા હતા? ના, તેઓ પાપી હતા. ત્યારે તેમના પર દેવની એટલી બધી મેહેરબાની કેમ હતી?

દેવે ઈબ્રામને વચન આપ્યું હતું તે તો તમને યાદ હશે. દેવે તેને એવું કહ્યું હતું કે હું તારાં છોકરાંનાં છોકરાંને કનાન આપી દઈશ. શું દેવે તે વચન પાલ્યું? હા, તેને પોતાનું વચન યાદ હતું અને તેણે ઈસ્રાઈલ લોકોને કનાનમાં આણ્યા હતા. ત્યારે ઈસ્રાઈલ લોકો ઉપર દેવની એટલી બધી મેહેરબાની કેમ હતી? તેનું કારણ એ કે તેણે ઈબ્રામને એવું વચન આપ્યું હતું કે હું તારાં છોકરાં પર મેહેરબાની રાખીશ.

કનાનમાં મંડપ ઉભો કરવો યહોશુઆ ભૂલી ગયો ન હતો.

તેણે કનાનની વચ્ચે શીલોહમાં તે ઉભો કીધો હતો. હવે ઈસ્રાઈલ લોકોને તે ખસેડવાની જરૂર પડશે નહિ.

યહોશુઆએ બધા લોકોને કહ્યું કે મંડપમાં આવીને દેવનું ભજન કરો. પણ કેટલાક એટલા દૂર રહેતા હતા કે તેમનાથી વારે વારે અવાય એવું નહિ હતું. તેથી તેઓ મંડપમાં કોઈ કોઈ વાર જતા.

દેવે ઈસ્રાઈલ લોકોને કહ્યું કે કનાનના પાપી લોકોએ બનાવેલી મૂર્ત્તિની પૂજા નહિ કરશો. ઈસ્રાઈલ લોકોએ તે મૂર્ત્તિઓ ખેતરોમાં અને વાડીઓમાં જોઈ હતી. તેમાંની કેટલીક તો સુના રૂપાની હતી. તેઓ સુંદર હતી તો પણ ઈસ્રાઈલ લોકોને તે રાખવાનો હુકમ નહિ હતો. પોતાના ઘરમાં તે મૂર્ત્તિ લઈ જવાની તેમને રજા નહિ હતી. પણ તેઓ દેવતામાં બાળી મૂકવાની હતી, કારણ કે દેવે એ મૂર્ત્તિઓને ધિક્કારી હતી.

એમ કરતાં કરતાં યહોશુઆ ઘણો ઘરડો થયો તેથી તેણે જાણ્યું કે હવે હું મરી જઈશ. તેથી મરતાં પેહેલાં તેણે ઘણા ઈસ્રાઈલ લોકોને કંઈ કહેવાને બોલાવ્યા.

યહોશુઆએ એક મ્હોટા ઓકના ઝાડ પાસે ઉભા રહીને ઈસ્રાઈલ લોકોને કહ્યું કે હું થોડીવારમાં મરી જઈશ. હું મરી ગયા પછી તમે કોનું ભજન કરશો, મૂર્ત્તિનું, કે જે દેવે તમારા પર આટલો બધો ઉપકાર કીધો તેનું ?

હવે ઈસ્રાઈલ લોકોએ કોનું ભજન કરવું પસંદ કીધું? તેઓ બધા બોલ્યા કે હમે તો દેવનું ભજન કરીશું.

ત્યારે યહોશુઆએ તેમને કહ્યું કે દેવનું ભજન કરવાની તમારી મરજી હોય તો તમારે મૂર્ત્તિની પૂજા કરવી નહિ.

ત્યારે તેઓ બધાએ જવાબ દીધો કે હમે તો દેવની સેવા કરીશું.

યહોશુઆએ તેમને કહ્યું કે હવે તમે ફક્ત દેવની સેવા કરવાનું વચન આપ્યું છે. તમારે એ વચન પાળવું પડશે.

ત્યારે યહોશુઆએ એક ચોપડી લઈને લોકોએ જે કહ્યું હતું તે તેમાં લખી લીધું. પછી તેણે એક મ્હોટો પથરો લઈને ઓકના ઝાડ તળે મૂકયો અને બોલ્યો કે, આ પત્થર જુઓ તમને તમારૂં વચન હમેશા યાદ રહે તે માટે મેં આ પત્થર અહિં મૂકયો છે.

પછી યહોશુઆએ બધા લોકને ઘેર જવાનું કહ્યું.

ત્યાર પછી થોડીવાર રહીને યહોશુઆ મરીગયો. તે મરીગયો ત્યારે તેની ઉમ્મર ૧૦૦ વરસ ઉપર હતી.

શું ઈસ્રાઈલ લોકોએ પોતાનું વચન પાળ્યું? તેઓએ મૂર્ત્તિની પૂજા કરી કે નહિ?

પેહેલાં તો તેઓએ મૂર્ત્તિની પૂજા કીધી નહિ. પણ આખરે તેઓ દેવની સેવા કરતાં કંટાળી ગયા, અને મૂર્ત્તિની પૂજા કરવા તથા બીજાં પાપ કરવા લાગ્યા.

વ્હાલાં છોકરાં, તમારાં માબાપે મૂર્ત્તિની પૂજા કરવાનું તમને શિખવ્યું નથી. પણ તમે બીજાં પાપ કીધાં છે. શું તમે કદી હુકમ તોડયો નથી કે જુઠું બોલ્યા નથી કે ગુસ્સો કર્યો નથી?

દેવને રાજી કરવાને તમારે શું કરવું? સાચું બોલવું, તમારાં માબાપ જે કહે તે કરવું, અને એક બીજા ઉપર દયા રાખવી. એ કર્યાથી દેવ રાજી થાયછે.

જે દેવે તમારા ઉપર આટલી બધી મેહેરબાની કરી તમને ખાવાને અન્ન, પેહેરવાનાં લુગડાં, રહેવાને ઘર, દયાળુ ભાઈ-બંધો, શરીર તથા આત્મા, એટલું આપ્યું છે; અને વળી તમારે માટે પોતાના પુત્રને મરવા મોકલ્યો છે. તેને રાજી કરવાનું શું તમને મન નથી? દેવ પાસે એટલું માગો કે હમે તારા ઉપર ભાવ રાખિયે અને તને રાજી કરવાનું અમને મન થાય એવું તું કર.

